પોતાની ન્યાત બહારના ચોથા વાર્ષિક દિવસની ખુશાલીમાં

# ઇમામી ઇસ્માઇલી અમલદારોને

લખેલા તેના કાગળો અને તેના ઘર આગળ મુકેલા પ્રાટિઆ ઉપરથી

મુંબઈ પોલીસે

# રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા

ઉપર ચલાવેલા કેસનો હેવાલ.

---

૨ જી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ ... ... મજગામ.

કેસ નં૦ ૫૭૭/એસ ૧૯૧૭.

ઇન્સ્પેક્ટર ખાનબહાદુર મહુમદહુસેન ... ફરિઆદી.

વિરૂદ્ધ

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા ...તહોમતદાર.

---

## ભાગ બીજો.

ત્રીજો ભાગ છપાય છે. ] [ કિંમત ત્રણ આના.

---

કેસની ચોપડી મંગાવનારે દરેક ભાગના પોસ્ટ સાથે સાડાત્રણ આનાની ટીકીટ મોકલી આપવી.

મળવાનું ઠેકાણું:—

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા,

ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.

૧૯૧૮

પબ્લીશર—રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા,
ઠેકાણું—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.
પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ,
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઇ.

# રહેમતુલાની નવી શોધની મજબુત ચોરી પકડવાની પેટંટ ત્રીજોરીઓ.



ત્રીજોરી બંધ કરીને ચાવીઓ ત્રીજોરીની પાસેજ પડી હોય ને બીજાને મળી હોય તો તેનાથી ત્રીજોરી ખુલે નહી. ધણીની ગેરહાજરીમાં ત્રાજોરી ખોલે તો ધણીને ખબર પડે છે.

ત્રાજોરી અખંડ, દરવાજો અખંડ, પાછળ પીઠ અખંડ વાળેલી આગમાં બળે નહી; ચોરથી ખુલે નહી, ખોલે તો ચોરી પકડાય.

ત્રીજોરીઓ ફાયર પ્રુફ હોવાની ખાત્રી વિલાયતી ત્રીજોરીવાલા તેમજ ગામઠી ત્રીજોરીવાલા ગૅાદરેજ સીવાય અમારી ત્રીજોરી સાથે એકજ આગમાં નાખી અંદરના કાગળ સલામતી કાઢી આપશે તેને રૂ. ૧૦૦૦)નું ઈનામ. બોલી એ કે અમારી કોઇબી ત્રીજોરી એ ઉપાડે ને અમે એની ત્રીજોરી ઉપાડીએ.

ત્રીજોરીઓ બહારથી જોવામાં એકજ સરખી કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક હોય છે. અમારૂં કેટલોગ મંગાવીને વાંચશો તો ત્રીજોરીઓ અને તાળાં ખરીદતાં ઠગાશો નહીં.

આપ ઇમામ મારા કેસનાં કાગળીઆં મુંબઈની કૌંસિલ પાસેથી મંગાવીને તપાસી મને ફરીથી આપ ઇમામ ચુકાદો આપશો એવી મને સંપૂર્ણ આશા છે.

અમલદારોએ કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની મારી કૌંસિલમાં આશરે આઠેક અરજીઓ છે તેનો ઇનસાફ આપવાને બદલે મારા માથે ગેરકાયદે હુકમ કાઢીને મને જ્ઞાતિબહાર કીધો છે.

## અરજીઓની વિગત.

મોટા કામડીઆ જાફરભાઇ પરધાને કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની ત્રણ અરજીઓ.

દફતરખાનાના કામડીઆ વીરજીભાઈએ કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની એક અરજી.

કાન્ડી મહોલ્લાના શેઠ પુંજાભાઇ જશરાજે કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની એક અરજી.

દફતરખાનાના કામડીઆ આમદભાઇએ કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની એક અરજી.

કૌંસિલના મેમ્બર કાસમભાઇ વીસરામે કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં. તેની એક અરજી.

દફતરખાનાના કામડીઆ ઇબરામભાઇએ કાયદા વિરૂદ્ધ કામ કીધેલાં તેની એક અરજી.

હાજર ઇમામ! મેં જે આજદીન સુધીમાં છાપાં કાઢયાં છે તે સર્વે આપ ઇમામને હાલમાં મોકલ્યાં છે.

આ અરજીની નકલ મુંબઇની કૌંસિલના મેમ્બર સાહેબો ઉપર મોકલી છે.

લી૦ આપનો મુરીદ,

(સહી) રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા

નો સુજીદો કબુલ કરશો.

ઠેકાણું:—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ. ૩.

નં૦ ૨૧/. નો ઉતારો.

મુંબઈ તા૦ ૭મી નવેમ્બર સને ૧૯૧૩.

હીઝ હાઇનેસ આગા મહમદ સુલતાન,

મુ૦ લંડન

હાજર ઈમામ,

હું અરજી કરનાર રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળાનો સુજીદો કબુલ કરશો.

મારી અરજી એ છે જે મેં આપ ઇમામને તા૦ ૯ મી ઑગસ્ટ ૧૯૧૩ ના રોજ પહેલી અરજી કીધી હતી. ને તેનો કાંઇબી ખુલાસો આપ ઇમામ તરફથી મને મળ્યો નથી. તેમજ કૌંસિલ તરફથી પણ ખુલાસો મળ્યો નથી. તેથી આપ ઈમામને આ બીજી અરજી કરવાની મને જરૂર પડી છે.

મારા 'રહેમત–અલા' પેપરના કેસના કાગળીઆ કૌંસિલ પાસેથી આપ ઇમામ મંગાવીને આપ ઇમામ ચુકાદો આપશો. અને કૌંસિલ ઉપર મારી અરજી પાછી નહીં મોકલાવવા

મહેરબાની કરશો. તેનું કારણઃ—ડોસાભાઈ રાજનના છોકરાને મુંબઇની કૌંસિલે ગેરઇનસાફ આપ્યો હતો. તેની તેણે આપ ઈમામને ત્રણ વખત અરજીઓ કીધી હતી. તે અરજીઓ આપ ઈમામે નિવેડો લાવવા વાસ્તે કૌંસિલને આપી હતી. પરંતુ કૌંસિલે ડોસાભાઇ રાજનના છોકરાની અરજીઓનો નીવેડો આજ સુધી આપ્યો નથી અને હજી તે ન્યાતબહારજ છે.

ઉપરના કારણથી આપ ઇમામ મારા 'રહેમત-અલા' પેપરના કેસનાં કાગળીયાં કૌંસિલ પાસેથી મંગાવીને આપ ઇમામ ચુકાદો આપશો એવી મારી આજીજીપૂર્વક અરજ છે.

આ અરજીની નકલ મુંબઈની કૌંસિલ ઉપરબી મોકલી છે.

લી૦ આપનો મુરીદ,

(સહી) રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળાનો

સુજીદો કબુલ કરશો.

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ, ૩.

નંબર ૨૨/ નો ઉતારો.

મુંબઈ તા૦ ૮ મી જાન્યુઆરી ૧૯૧૪.

હીઝ હાઈનેસ આગામહમદ સુલતાન,

મુ૦ મુંબઈ બંદર.

હાજર ઈમામ,

હું અરજી કરનાર આપનો મુરીદ રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળાનો સુજીદો કબુલ કરશો.

મારી અરજ એ છે જે મુંબઇની કૌંસિલે ગેરકાયદે મારા 'રહેમતઅલા' પેપરનો કેસ ચલાવીને પેપરમાં એક બી ભૂલ કાઢયા વગર મારૂં 'રહેમત-અલા' પેપર બંધ કરવાનો હુકમ કીધો તે કેસના કાગળીઆ આપ ઈમામ મુંબઈની કૌંસિલ પાસેથી મંગાવી તપાસ કરીને આપ ઈમામ મને ચુકાદો આપવા કૃપા કરશો. તે બાબતની પહેલી અરજી આપ ઇમામને મેં તા૦ ૧૦મી ઑગસ્ટ સને ૧૯૧૩ ની કીધી હતી અને બીજી અરજી આપ ઈમા-મને તા૦ ૭ મી નવેમ્બર સને ૧૯૧૩ ની કીધી હતી પરંતુ હજુસુધી તેનો ખુલાસો આપ ઇમામ તરફથી મને મળવાની કૃપા થઇ નથી તેથી આપ ઈમામને આ ત્રીજી અરજી કરવાની મને ફરજ પડી છે. તો આપ ઇમામને હું નમનતાઈથી આજીજીથી અને સુજીદો કરીને અરજ કરૂં છું કે મારા 'રહેમતઅલા' પેપરના કેસનો ચુકાદો આપ ઇમામ તરથી મને મળે એવી આપના મુરીદપર કૃપા કરશો. અગર આપ ઈમામ મારા 'રહેમતઅલા' પેપરના કેસનો ચુકાદો આપવા કૃપા નહિ કરશો તો પછી મારે કોના પાસે ફરિઆદ લઈ જવી તેની આપ ઈમામ મને સૂચના કરવા કૃપા કરશો જેથી આપ ઈમામના હુકમ પ્રમાણેજ મારે રસ્તો લેવો.

આ અરજીની એક નકલ મુંબઇની કૌંસીલ તરફ મોકલી છે.

લી૦ આપનો મુરીદ,

(સહી) રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળાનો,

સુજીદો કબુલ કરશો.

ઠે૦:—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

નં૦ ૨૩/ નો ઉતારો.

૧૩ મી ઑક્ટોબર ૧૯૧૫.

હીઝ હાઇનેસ સર આગા સુલતાન મહમદશાહ આગાખાન, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલ. એલ. ડી., આપ નામદાર,

મી૦ રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા તરફથી આપને આ પત્ર લખવામાં અમને માન છે.

અમને સુચવવામાં આવ્યું છે કે સને ૧૯૧૩ માં ખોજા જમાતે કંઇ પણ વાજબી કારણ જણાવ્યા સિવાય અમારા અસીલને ન્યાતબહાર કર્યો છે અને ખોજા શિયા ઈમામી ઇસ્લાઈલી કૌંસિલે સ્થાપના વખતના આપના જણાવેલ નિયમોથી ઘણું વિરૂદ્ધ વર્તન આ બાબતમાં કર્યું છે.

જો કે તે પછી અમારા અસીલે તેના ન્યાતબહારના વિષયે આપ નામદારને તથા કૌંસિલને બન્નેને ઘણીક અરજીઓ કીધી છે છતાં પણ હજુસુધી તેને કાંઇજ જવાબ મળ્યો નથી.

અમારા અસીલની એમ ઈચ્છા છે કે અમારે આ ઠેકાણે તેના કેસની વિગત લખવી કે જેથી જણાવેલી બાબતોના વિચારથી હવે પણ તેને ન્યાય આપવા આપ નામદારની કૃપા થાય.

૨. ૧૯૧૨ ની સાલ પહેલાં જમાતનાં કામથી ખોજા ઇસ્માઇલી કોમના ગરિબોના માથે ઘણાં દુઃખ અને સંકટ

હતાં જ્યારે તેવાં દુઃખ અમારા અસીલની ધ્યાનપર લાવવામાં આવ્યા ત્યારે કંઈક અંશે સારા વિચારથી અને ગરિબને મદદ કરવાની ઈચ્છાથી તેણે તે બાબતમાં રસ માન્યો અને તેણે કૌંસિલ આગળ લેખી પ્રતિનીધીપણું કરીને તેમને માટે દાદ મેળવવા માંડી. તેને ઘણો શોક થાય છે કે તેણે કૌંસિલને ઘણાક પત્રો લખ્યા તેપર કૌંસિલે કાંઈજ ધ્યાન ન આપ્યું અને પરિણામ એ આવ્યું કે તે બાબતપર તેને પોતાનાજ ઠરાવ કરવા પડયા જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ કૌંસિલનાં વધારે કૃત્ય તેના ધ્યાનપર આવતાં ગયાં જેથી જણાતું કે હજુપણ મહાન દુઃખ અને સંકટથી કોમના ગરિબો પીડાય છે. તેણે કૌંસિલને લખવાનું ચાલુ રાખ્યું પણ તેવુંજ પરિણામ આવ્યું.

૩. ૧૯૧૧ની સાલમાં અમારા અસીલને ઈચ્છા થઈ કે પોતાનો ધંધો કાઠિઆવાડમાં દાખલ કરીને તેને વધારવો. તેમ કીધા પહેલાં એક વિશ્વાસુ અને આજ્ઞાંકિત ઈમામી ઈસ્માઈલી ખોજા તરિકે તેણે પોતાના ધંધા માટે કાઠિઆવાડ જવાની રજા કાઠિયાવાડ જમાત પાસેથી મેળવવા લખ્યું હતું. અચંબાની વાત છે કે ધંધો કરવા માટે કાઠિઆવાડ જવા દેવામાં મુંબઈની કૌંસિલ પાસેથી તેણે પાસ લાવવો એમ તેને જણાવવામાં આવ્યું અને એવી એક શરત મુકાઈ કે કાઠિઆવાડમાં તેને બધાં જોડે પરચુરણ વેપાર કરવા દેવામાં આવશે નહિ. પોતાના લખાણુમાંજ અમારા અસીલે તેની તરફ આવી વિચિત્ર રીતે વર્તવાની કાઠિઆવાડ જમાતને શી સત્તા છે તે પુછ્યું હતું, પણ કંઈ

સંતોષકારક જવાબ કાઠિઆવાડનો વારસ આપી શકયો નહિ. પરિણામે સંકટને આધીન થવું તે કરતાં અમારો અસીલ કાઠિઆવડ જતાં અટકયો અને તે રીતે તેણે ધંધામાં નુકસાન વેઠયું.

૪. તેની કોમના ગરિબોનું કારણ તેને ઘણું પ્રિય હતું અને મુંબઈ કૌંસિલ પાસેથી તેમની વતી કરેલ તેની અનેક અરજોનો જવાબ ન મેળવી શકયો તેથી આપ નામદારને ખબર છે તે પ્રમાણે ૧૯૧૩ ની સાલમાં અમારા અસીલે 'રહેમત-અલા' નામનું પત્ર શરૂ કર્યું. આ પત્રનો મુખ્ય અને કૂલ હેતુ કોમના ગરિબોના કારણને ટેકો આપવાનોજ હતો. તે મહિનામાં બે વખત પ્રગટ થતું અને તેનો ઘણો મોટો ફેલાવો હતો. તે ગરિબ-મિત્ર અને અતિ લોકપ્રિય હતું. જો કે અમારા અસીલના ઘણા નુકસાનને ભોગે તે પત્ર નિયમિત રીતે પ્રગટ થતું હતું છતાં પણ તેના હૃદયમાં કોમના ગરિબોનું હિત રહેલું હતું તેથી પ્રગટ કરવાનું તે ચાલુ રાખતો.

૫. 'રહેમત-અલા' માં પ્રગટ થતાં કોમના ગરિબોનાં બધાં સંકટો માટે લેખી પુરાવા હતા. 'રહેમત-અલા' પત્ર પહેલાં તો ઘણું ખરૂં કૌંસિલનાં કામ જાણુમાં આવતાંજ નહિ. પણ જયારે કૌંસિલની આપખુદી સત્તા ગરિબો ઉપર ઘાતકી રીતે વપરાતી અને જયારે આ સદર પત્રમાં પ્રગટ થતી ત્યારે તે પત્રને અટકાવવાને પોતાનાથી બનતું બધું કૌંસિલે અજમાવ્યું.

૬. અમારા અસીલને જમાત આગળ બોલાવવામાં આવ્યો અને એકદમ આપખુદીથી, જંગલી રીતે તરતજ તેનું પત્ર બંધ કરવાનો તેને હુકમ કરવામાં આવ્યો. તેણે પુછયું

કે મારી વિરૂદ્ધ કાંઇ ફરિઆદ નોંધાઈ છે? અને જો તેમ હોય, તો ફરિઆદી કોણ છે અને ફરિઆદ કેવા પ્રકારની છે? પણ જમાતના નિયમો વિરૂદ્ધ અને ન્યાય તથા સચ્ચાઇના સાધારણ ધારા વિરૂદ્ધ જમાત તેની તરફ ઘણી આપખુદી રીતે વર્તી. તેને કાંઇ ખબર આપવામાં આવી નહતી અને તેને ફકત એટલુંજ કહેવામાં આવ્યું હતું કે જો તું તારૂં પત્ર બંધ નહિ કરે તો તને સમૂળો ન્યાતબહાર કરવામાં આવશે. આ થયા પછી આગળ જણાવ્યા પ્રમાણે તેણે કેટલીક અરજીઓ કરી પણ કાંઇ જવાબ મળ્યો નહિ.

૭. અમારા અસીલનું પત્ર માત્ર ગરિબોનું કારણ લેતું. સખતાઈનાં કામ જાહેર પાડવાં તે તેની પોલીસી હતી કે જેથી તે બાબતોનો ઉપાય થાય. કોમના ધનવાન બાબત તો, તેમને કાંઈ થતું નહિ, કારણકે, અમને ખબર મળી છે કે, તેમના ઉપર કૌંસિલ કાંઇજ કરી શકતી નહિ. કૌંસિલે વાપરેલી આપખુદી સત્તાથી કોમના ગરિબોને પડેલ દુખ અને સંકટ તથા કૌંસિલ આપખુદીથી વર્તી છે તે બતાવી આપવા માટે નીચે થોડાક દાખલા ટાંકવા અમને સૂચના મળી છે.

### (અ) જાદવજી થાવર વિષેઃ—

આ માણસ મધ્ય પ્રાંત વરાડમાં ખાટકલા નામના એક ગામડાનો રહીશ હતો. જે કાયદાકાનુનો પ્રમાણે કૌંસિલ કામ કરે છે અને જે વડે તેની વ્યવસ્થા થાય છે તે પ્રમાણે મુંબઇ બેટ અને અમુક શહેરો કે જેમાં વરાડનો સમાવેશ થતો નથી તે બહારના ખોજા ઈસ્માઇલી કોમને લગતા કામનો ચુકાદો કે વ્યવસ્થા કરવાની કૌંસિલને કાંઈ સત્તા કે સરહદ

નથી આમ હોવા છતાંએ કૌંસિલે મુંબઈમાં પોતાની સમક્ષ રજુ થવાની એક નોટિસ કાઢી એવતમલ મુકામે તેને નોટિસ પહોંચી. તેની પાસે પૈસા ન હતા તેથી આ ગરિબ ઈસમને મુંબઈ જવાનું અશક્ય હતું; અને કૌંસિલે તેને ન્યાતબહાર કર્યો. આ કૃત્ય તદન ખરાબ અને ગેરકાયદેસર હતું તેના કેસની બધી નકલો પુરી પાડવા માટે તેણે કૌંસિલને ઘણીક અરજીઓ કરી હતી, પણ બધી નિષ્ફળ ગઈ. તે જે જમાતનો હતો તે ખોજાઓમાં તેને ન્યાતબહાર કર્યો હતો તે ઠરાવ ફેલાવવા હુકમ થયો હતો જેનું પરિણામ એ આવ્યું કે તે તદન ભિખારી સ્થિતિમાં આવી ગયો અને ગુજરાનનાં સઘળાં સાધનો ગુમાવ્યાં. આ માણસને કાંઈ ઇનસાફ મળ્યો નહિ. તેને બધુંજ બંધ થઈ ગયું. કેસની નકલો મેળવવાનો તેનો હક હતો છતાં આ પણ મળી નહિ.

## (ब) દામજી રતનસી વિષે:—

આ માણસ રજુલાનો રહીશ હતો તેની સાદી નિયમ પ્રમાણે કાસમ ઓઘાની બ્હેન એક માંધી જોડે થઈ હતી અને તે સાદી રજુલા જમાતને દફતરે નોંધાયલી હતી અને રિવાજ પ્રમાણે કપડાં તથા ઘરેણાં તે ભવિષ્યની સ્ત્રીને અપાગાં હતાં. તરતજ. તે સાદી કરેલાં બેઉ અને તેમનાં કુટુંબ મુંબઈ રહેવા આવ્યાં. સંવત ૧૯૬૨ના વર્ષમાં દામજીની ઇચ્છા લગ્ન કરવાની થઈ પણ કાસમ ઓઘાની ઇચ્છા પોતાની બ્હેનને બીજા કોઈ સાથે પરણાવવાની હતી તેથી તે રહી ગયું. દામજીએ જમાતમાં પગલાં ભર્યાં. રજુલા જમાતે સાદી થઈ હતી અને બધા જરૂરી નિયમો પળાયા હતા તથા

રૂા. ૫૦) અપાયા હતા અને આગળ કહ્યા પ્રમાણે ઘરેણાં તથા કપડાં પણ અપાયાં હતાં તેની સાબિતી આપે એવાં કાગળીયાં કૌંસિલને મોકલ્યાં હતાં છતાં પણ જમાતે સાદીની વાત માની ન હતી. હું માંઘીબાઈને પરણવા રાજી નથી, એવા અર્થવાળા લખાણપર દામજી પાસે સહી કરાવવાને. દાબ મુકવા કૌંસિલે યત્ન કર્યો પણ યત્નમાં તે નાસીપાસ થયા અને દામજીએ પત્રવ્યવહાર કર્યા કર્યો. આગળ કહ્યું તે પ્રમાણે માંઘીબાઇની વાજબી રીતે સાદી થઇ હતી તે વાત તદ્દન સાબિત થઈ હોવા છતાં નિમેલા રીતિ રિવાજ વિરૂદ્ધ બીજા માણસ જોડે પરણવાની રજા કૌંસિલે માંઘી-બાઇને આપી.

## (क) અલી હાજી વિષે:—

આ માણસ એક નુરબાઈને પરણ્યો હતો કે જેનાથી તેને આઠ છોકરાં થયાં. ૧૯૧૩ માં નુરબાઇએ તેના ધણી સાથે લઢીને તેની વિરૂદ્ધ કૌંસિલમાં ફરિયાદ કરી અને તેજ વખતે અલી હાજીની માલકીનું રૂ. ૪૦૦) ની કિંમતનું જવાહીર કૌંસિલ પાસે અનામત મુકયું. ફરિયાદ સંભળાય તે પહેલાં તો નુરબાઈ પોતાને ગામ એટલે માંગરોળ ચાલી ગઈ. અને જવેરાત પાછું મળે તે માટે અલી હાજીએ જમાતને ત્રણીવાર અરજીઓ કરી પણ કાંઇ વળ્યું નહિ. પોતાના કેસ બાબતે મુંબઈ આવવાની જમાતે મોકલેલી નોટિસો તેણે ન ગણકારી તેથી તેને ન્યાતબહાર કરવામાં આવી. જવેરાત પાછું મેળવવા અને બીજી સ્ત્રી પરણવાની રજા મેળવવા અલી હાજીએ જમાતને અરજ કરી. આ વાત

લાંબા સમય સુધી પહોંચી જો કે તે ન્યાતબહાર હતી છતાં પણ કૌંસિલના હુકમથી તેને મુંબઇમાં લાવવામાં આવી. અને તેને પોતાના ધણીને ત્યાં જવાનો હુકમ થયો. છતાં પણ કેટલીક અરજીઓ કરવા છતાં એ જવાહીર પાછું મળ્યું નહિ. થોડાક વખત પછી નુરબાઇએ જમાતને ખોટી ફરિયાદ ફરીથી કરી જેનો નિકાલ તરતજ અને જંગલી રીતે કરવામાં આવ્યો. જમાતે નુરબાઈને તેને ગામ મોકલી દીધી અને તેને ખર્ચ પેટે માસિક રૂ. ૧૨) આપવાનો અલી હાજીને હુકમ કીધો જે તેણે વાજબી રીતે ના કબુલ કીધું કારણ કે લગ્નથી માંડીને તેણે જેવી રીતે તેને રાખેલ છે તેવી શાંતિમાં તેને પોતાની સાથે રાખવા તે ખુશી છે. પરિણામ એ આવ્યું કે તેને ન્યાતબહાર કરવામાં આવ્યો અલી હાજીએ જવેરાત પાછું માગ્યું અને તેના કેસની પુરી નકલો માગી પણ ન તો જવેરાત પાછું મળ્યું કે નહિમળી નકલો.

(ड) ખમિસા મામદ વિષેઃ—

આ માણુસ કાઠિઆવાડનો રહીશ હતો. તે પોતાના ભાઈ કેશવજી મામદને લઇને મુંબઇ રહેવા આવ્યો. ધંધાને અંગે તે આફ્રિકામાં ઝાંઝિબાર જતો. એક વખત જયારે તે આફ્રિકાથી પાછો આવ્યો ત્યારે મુંબઇની કૌંસિલે તેને પુછ્યું કે તું ઝાંઝિબારથી પાસ કેમ નથી લાવ્યો? કૌંસિલમાં તેના ઉપર કામ ચાલ્યું. તે દસ મહિના પહોંચ્યું. તે પછી કૌંસિલે ખમિસાને કહ્યું કે રૂ. ૨૫૦) આપ અને તારો કેસ પાછો લેવાય તે પહેલાં એક જામિન આપ. આધાર વિનાનો હોવાથી ખમિસાએ રૂ. ૨૫૦) આપ્યા અને તેનો ભાઈ

કેશવજી તેનો જામિન થયો. આ બાબતમાં કૌંસિલના કામ તથા ચલણને ટેકો આપે એવું નિયમોમાં કાંઈજ નથી.

## (૬) એક વિધવા વિષે:—

૧૯૧૫ માં એક વિધવા જેનો ધંધો બટેટાં અને ચણા વેચવાનો હતો અને તે રીતે જે પોતાનું દરરોજનું ખાધા ખર્ચજ કાઢતી તેના ઉપર કૌંસિલે હુકમ કીધો કે તારા છોકરાની વહુના ખર્ચ માટે તારે રૂ. ૨૦૦) જમાતને આપવા તે માત્ર પોતાનું અને પોતાના પૌત્રનું પોષણ થાય એટલુંજ ભાગ્યે કમાય છે અને તેથી મજકુર રકમ ભરવાને તે તદ્દન અશકત છે એવું તેણે જાહેર કીધું. તેને ન્યાત બહાર મુકવામાં આવી અને તે વિધવા ન્યાત બહાર થઇ છે એવું જમાતનાં માણસોને જણાવવા માટે સાદ ફેરવાયો.

નીચેની બાબતો કે જે અમારો અસીલ કૌંસિલના ધ્યાનપર લાવ્યો હતો અને 'રહેમત-અલા' ના કેટલાક ફકરાઓનો જે વિષય હતી તેપર આપ નામદારનું ધ્યાન ખેંચવા અમને સૂચવવામાં આવ્યું છે.

## (૧) જમાલ મેઘજી વિષે:—

આ માણસ કે જે મોટો મિશનરી હોવાનો ઢોંગ કરતો તે જમાતખાનામાં વાએઝ કરતો તેનું વાએજ ઘણુા અનીતિમય પ્રકારનું હતું અને તેથી સાંભળનારાનાં મન ભ્રષ્ટ કરે તેવું હતું અમારા અસીલે કૌંસિલને ઘણીવાર ફરિઆદ કરી પણ વ્યર્થ તેણે પોતાના પત્રમાં કેટલાક ફકરાઓ લખ્યા

અને તોફાન થયા પછીજ કૌંસિલને જણાવ્યું કે વાએઝ અનીતિમય હતું અને તે અટકાવવામાં આવ્યું.

## (૨) વારસ હબિબભાઈ વિષેઃ—

આ માણસ ઘણી ઘાતકી વર્તણુંક રાખતો અને કાઠીઆવાડના ગરિબ ઇસ્માઇલીઓને પીડતો અને તેના હાથમાં ન્યાતબહાર કરવાનું એક હથિઆર હતું જેને તે ઘણી છુટથી વાપરતો. અમારા અસીલે પોતાના પત્રમાં તેના વિરૂદ્ધ ફરિઆદ ઉઠાવી. તેનું એ પરિણામ આવ્યું કે ન્યાતબહારનો હક્ક તેની પાસેથી છીનવી લેવાયો અને ગરિબના સંકટોનું નિવારણ થયું.

મોંઘીબાઈ વિરૂદ્ધ મેઘજી મુલજીના ૧૯૧૪ ના કેસ નં૦ ૧૨૦૯ ના ઑનરેબલ મી૦ જસ્ટીસ બીમને આપેલા ઠરાવ તરફ આપ નામદારનું ધ્યાન ખેંચવા અમને સૂચના મળી છે. બચાવ કરનાર મેઘજી મુલજી તે ખોજા ઇસ્માઈલી કોમનો મુખી છે. અમને ખબર મળી છે કે પોતાના ઠરાવમાંજ ઑનરેબલ મી૦ જસ્ટીસ બીમને કહ્યું છે કે. "તેના સંતોષની સાબિતીમાં તેણે કેટલીક હડહડતી અને નિર્લજ જુઠ્ઠાનીનો રસ્તો લેવાનું પસંદ કર્યું છે કે જે આ સ્થળે સાંભળવાને હું કમનસીબ છું." વિશેષ જણાવતાં તે નામદારે કહ્યું છે કે, "તેની ખોટી મગરૂરીથી પોતાનો સંતોષ ઠેકાણે લાવવાને માટે નીચ તથા ઘણાંજ અપ્રમાણિક કામ કરવાને મેઘજી મુલજી લલચાયો છે.

આવા પ્રસંગમાં એવી અરજ કરવાનું અમને માન છે કે અમારા અસીલને ન્યાતબહાર કરવાના વિચિત્ર પગલાં તેમણે જે કારણથી ભર્યાં હોય તે અમને કૌંસિલ પુરાં પાડે અને તેના પર ચાલેલા કામની નકલો આપે એવો હુકમ કરવા આપ નામદાર કૃપા કરે.

કુદરતી રીતેજ તેને સહન કરવા પડેલા ગેરવાજબી દુ:ખ માટે દાદ મેળવવા અમારો અસીલ શોધ કરે છે અને તેને આશા છે કે તેની પ્રત્યેની શુદ્ધતા અને માત્ર ન્યાયનીજ ખાતર આ બાબતપર આપ નામદાર લક્ષ્ય આપવા કૃપા કરશો તથા બનતી ઉતાવળે આપ નામદાર સદર બાબતમાં જરૂરી જણાય તેમ કરશો.

અમે છીએ,

આપ નામદારના આજ્ઞાંકિત સેવકો,

(સહી) એદજલો ગુલાબચંદ વાડિઆ એન્ડ કું૦,
સોલીસીટરો, હાઈ કોર્ટ.

નં૦ ૨૪/. નો ઉતારો.

મુંબઇ, ૪ થી નવેમ્બર ૧૯૧૫.

હીઝ હાઈનેસ સર આગા સુલતાન મહમદશાહ આગાખાન,
જી. સી. એસ. આઈ; જી. સી. આઇ. ઈ; એલ. એલ. ડી;
લંડન. (ઈંગ્લંડ).

આપ હાજર ઈમામ.

મારા સોલીસીટરો મેશર્સ એદજલો ગુલાબચંદ વાડિઆ ઍન્ડ કાં૦ ના આપ હાજર ઇમામને લખેલા ગયા માસની

તા૦ ૧૩ મીના પત્રના વધારામાં હું રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા ઘણીજ નમ્ર રીતે હમણાંના બનાવોને લગતું નીચેનું વિવેચન જણાવવા રજા લઉં છું.

જે લોકો જુદા પડીને બારભાયા જમાતમાં ગયા છે તે અને જેઓ જુદા પડીને ઇશનાસરીયા થયા છે તેમની પ્રત્યે ખોજા ઇસ્માઇલી જમાતે ઘણોજ દ્વેષ બતાવ્યો છે અને બતાવવાનું ચાલુજ રાખે છે. સઘળી જગે ઇસ્માઇલી જમાતે કાયદા કાનુનો દાખલ કર્યાં છે કે જેથી તે કોમના માણસોને બારભાયા કે ઇસ્નાશરીયા જમાતના માણસ સાથે બોલવાની, જમવાની કે મળવાની મનાઈ કરેલ છે. મરણ પર્યંત આ દ્વેષનો અંત આવતો નથી. કારણ કે ઇસ્માઇલી દરગાહમાં પાટિયાં ચોડેલાં છે કે જેથી ઈસ્માઇલી ખોજાઓના દફનમાં હાજરી આપતાં પણ બારભાયા કે ઇસ્નાસરીયા જમાતનાઓને ત્યાં જવા દેવાની મનાઇ છે. તે ઉપરાંત ખોજા કૌંસિલ તો આ દ્વેષને હદબહાર ખેંચી જાય છે એટલે કે કોઈ ઇસ્માઈલી જુદી જમાતના માણસ સાથે ચ્હા પીએ તોપણ તેનો ભારે દંડ થાય છે. એમ જણાય છે કે આવી સખત રીત તો કોમના ગરીબોમાંજ સચવાય છે. કોમના ધનવાનોની બાબતમાં તો આપખુદી સત્તા કૌંસિલ વાપરી શકેજ નહિ. અને તેમ કરવા હિમ્મત પણ કરે નહિ. આ તો એક ઉશ્કેરણી કરે તેવો દાખલો હમણાં બન્યો છે તેથી મને આ કાગળ લખવા ઉત્કંઠા થઈ છે.

કેટલાક વખત ઉપર (ખોજા રિફૉર્મરમાં જણાવ્યું છે કે તા૦ ૧લી જુલાઈ ૧૯૧૬ ના રોજ) મી૦ ગુલામ હુસેન કરીમભાઇ ઈબ્રાહીમ (સર કરીમભાઇ ઈબ્રાહીમ બેરોનેટના છોકરા) ની દીકરીની સાદી કલકત્તાના ઉસમાનભાઇ જમાલના છોકરા જોડે થઈ. સર કરીમભાઈ અને તેનો છોકરો બન્ને ખોજા કોમના આગેવાનો છે અને ઈસ્માઇલી છે. અને મી૦ ઉસ્માનભાઈ તથા તેનો છોકરો બારભાયા જમાતના છે; આ વખતે ટીકાનું એક વાદળ ઉત્પન્ન થયું હતું. અને મેં તે બાબત મ્હારા 'રહેમત-અલા' પત્રમાં ઉપાડી લીધી. મેં જણાવી આપ્યું કે ગમે તેટલી ગેરસમજથી કે સમજણથી પણ જો કોઇ ગરીબ ઇસ્માઈલી બારભાયા કે ઇસ્ના સરીયા જોડે સંબંધ રાખે અથવા જો દફનમાં પણ ભાગ લે તો તેની ઉપર ખોજા જમાત કેટલાં સંકટ નાખે અને હવે તો જ્યારે સાદી થઈ ત્યારે પણ સર કરીમભાઇ અને તેના છોકરાસામે ખોજા કોંસિલ એક આંગળી પણ ઉંચી કરી શકી નહિ. આ બાબતમાં ખોજા કોંસિલે જુદીજ વર્તણુંક બતાવી એટલુંજ નહિ પણ પ્રમુખ સુદ્ધાં કોંસિલના મેમ્બરોએ ગયા માસની ૧૩ મી તારિખ નુરબાગમાં ઉજવેલા લગનમાં ભાગ લીધો હતો. હું જણાવી આપવા માગું છું કે ખાસ કરીને જુદાં પડેલાની જમાતનાં માણસ સાથે સંબંધ રાખવા બદલ ખોજા જમાત તરફથી ગરિબ ઇસ્માઇલી ઉપર જે રીતે ઘાતકીપણું વપરાય છે, તે લજાવે તેવું છે અને હું મારી આશા જાહેર કરૂં છું કે આપજ હાર

ઈમામ તે બાબત ઉપાય કરવા અને ગરિબ ઈસ્માઇલીઓના સંકટ નિવારવા કૃપા કરશો.

હું છું,

આપ હાજર ઈમામનો ઘણો નમ્ર અને આજ્ઞાંકિત મુરીદ.

(સહી) રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા.

આની એક નકલ મુંબઈ કૌંસિલને મોકલી છે.

(આગળ જુબાની ચાલુ)

નિયમ ૨૪/. પ્રમાણે કૌંસિલને આગાખાન સાહેબ તરફ અઠવાડિક હેવાલ મોકલવાનું હોય છે. કૌંસિલના ઠરાવોની નોંધ મોકલાય છે. અમે તહોમતદારના મુકરદમાની નોંધ આગાખાન સાહેબને મોકલી હતી પણ ખાસ રિપોર્ટ કર્યો નહતો.

તહોમતદારના ન્યાતબહારના આગાખાન સાહેબને મોકલેલા રિપોર્ટની નકલ અમારી પાસે છે. હવેને વખતે હું તે રજુ કરીશ. જો કોઈ ઈસ્માઇલીભાઇ તોહોમતદાર જોડે રહેતો હોય તો જ્યાં સુધી તે ઇસ્માઈલી તરીકે જારી રહે ત્યાં સુધી તેના જમાતની દરગાહમાંના દફનનો કાંઈ વાંધો થાય નહિં.

ટબા બાઇની ૯ મી જુલાઈ ૧૯૧૪ ની અરજી હું રજુ કરૂં છું. દેવજી ખીમજી પોરબંદરવાળાનો તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૪ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૨૫/.

નં૦ ૨૫/. નો ઉતારો.

મુંબઈ તા૦ ૨૦ મી જુલાઈ ૧૯૧૪.

ઈમામી ઈસ્માઈલી કૌંસિલ જોગ. મુંબઈ.

હું અરજ ગુજારૂં છું કે હું હાલમાં ઘણો માંદો છું અને રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા સાથ રહું છું અને જમું છું. મારા મડદાને તમે દરગાહમાં દફનાવા દેશો કે કેમ તે બાબત મને શંકા છે. મારા જીવતાંજ આનો ખુલાસો મળશે તો મારા મનને શાંતિ થશે. કદાચ હું હૉસ્પીટલમાંજ મરી જાઉં તો મારા મડદાને દરગાહમાં દફનાવતાં કૌંસીલ વાંધો ન લે તે માટે જ્યારે હું વધારે માંદો થયો ત્યારે શેઠ કાસમભાઈ દેવજીની ચીઠી લઈનેજ હું ગોકલદાસ તેજપાલ હૉસ્પીટલમાં ગયો હતો પણ કમનસીબે મને હૉસ્પીટલમાં રાખવામાં આવ્યો નહિ તેથી હવે હાલમાં હું રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાના ઘરમાં રહું છુ. મને દરગાહમાં દફનાવવામાં આવશે કે નહિ તેનો લેખી ખુલાસો મારા જીવતાંજ મને મળશે તો મારા આત્માને શાંતિ મળશે અને હું છુટકારો પામ્યો એમ માનીશ.

મારી ચિંતામાંથી મારો છુટકારો કરવા બનતી ત્વરાએ આ અરજીનો ખુલાસો કરશો. પોરબંદરવાળા દેવજી ખીમજીના યાઅલી મદદ વાંચજો.

(સહી) પોરબંદરવાળા દેવજી ખીમજી.

ઠેકાણું—

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાને ત્યાં.
પાલખી મોહોલ્લામાં, મુશા બીલ્ડીંગ સામે,
મેઘજી મુલજીના મકાનમાં પહેલે દાદરે મુંબઈ.

(આગળ જુબાની ચાલુ).

કોંસિલે આ કાગળનો કાંઇ જવાબ મોકલ્યો નહિ. તે માત્ર દફતરે ચઢાવવામાં આવ્યો. અરજદાર જાણતો હતો કે જ્યાં લગી તે ઇસ્માઇલી હોય ત્યાં લગી તેનું દફન થાય તેથી કંઇ જવાબ મોકલવામાં આવ્યો નહીં. તહોમતદારનો દાખલો લઇને તેણે તે કાગળ લખ્યો. અરજદાર જીવે છે કે મરી ગયો છે તે હું જાણતો નથી.

પરવાના સિવાય અસ્નાસીરીઆઓને દરગાહમાં દાખલ કરવામાં આવતા નથી. સાંજના ૩–૪૦.

તા૦ ૮–૬–૧૯૧૭.
(સહી) એફ. ઓ.

## મી૦ બેપ્ટીસ્ટા તરફથી હાજી સુખી લાડકની વધુ ઉલટ તપાસ.

તા૦ ૨૭મી એપ્રીલ ૧૯૧૩ની ભરેલી મીટીંગનો આગાખાન સાહેબને મોકલેલા રિપોર્ટની પ્રેસમાં લીધેલ નકલ રજુ કરું છું. નં૦ ૨૬/--(ન્યાત બહારનો ઠરાવ) ૨૯ એપ્રીલ ૧૯૧૩ની સભાનો રિપોર્ટ હું રજુ કરૂં છું. નં૦ ૨૭/.

નં૦ ૨૬/. નો ઉતારો.

ધી ખોજા શિયા ઇમાંમી ઈસ્માઈલી કૌંસિલ, મુંબઈ. રવિવાર તા૦ ૨૭-૪–૧૩ ના રોજ ભરાયલી સભાનો રીપોર્ટ.

કાર્ય.

નં૦ ૧૨૨/૧૨, ૧૨૯/૧૨ અને ૧૩૧/૧૨ અરજોમાંના, આ કૌંસિલે થોડાક મહિનાપર કરેલ હુકમ ભંગના, તહોમતનો જવાબ દેવા રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળાને બોલાવ્યો હતો.

હુકમ.

સદર અરજીઓનો નિકાલ થાય ત્યાં લગી પોતાના પત્રમાં કે હેન્ડબીલ રૂપે ધર્મ બાબતની વ્યવસ્થાને લગતું નહી છાપવાનો હુકમ મજકુર પ્રતિવાદી રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાને કરવામાં આવ્યો.

આ હુકમ પછી તેણે એક ખબરપત્ર અને હેન્ડબીલ છપાવ્યાં તથા સદર હુકમનો અનાદર કર્યો. આ સભામાં તેની પાસે ખુલાસો માંગવામાં આવ્યો હતો અને સદર હુકમના ભંગ માટે તે કૌંસિલને સંતોષી શકયો નહિ, તેથી તેને વધારામાં હુકમ કરવામાં આવ્યો કે જો તું મંગળવાર તા૰ ૨૯ મી એપ્રીલ ૧૯૧૩ ના સવારમાં ૧૧ વાગાતામાં જામીન સાથે અમને નહિ લખી આપે તો જે યોગ્ય જણાશે તે સજા કૌંસિલ તને કરશે.

સમયને અભાવે બીજી બાબતો મુલતવી રહી હતી. અને સભા વિસર્જન થઈ.

(સહી) હાજી અહમદ દેવજી.

નં૰ ૨૭/. નો ઉતારો.

ધી ખોજા શિયા ઈમામી ઈસ્માઈલી કૌંસિલ મુંબઈ.

મંગળવાર તા૰ ૨૯-૪-૧૯૧૩ ના રોજ ભરાયલ સભાનો હેવાલ. આજરોજ રહેમતુલા ઇસ્માઈલ ત્રીજોરીવાળાને હાજર રહેવા કહેવામાં આવ્યું હતું અને તે હાજર થયો હતો. ગઈ તા૰ ૨૭-૪-૧૩ ના રોજ ભરાયલી મીટીંગમાં આપેલા હુકમ પ્રમાણે લખી આપવા તેને સમજાવવા કૌંસિલે પ્રયત્ન

કર્યો. કૌંસિલે તેને ઘણું સમજાવ્યું છતાં આમ કરવા તેણે નાજ કહી. આ ઉપરથી એકી અવાજે કૌંસિલે ઠરાવ કીધો કે તેને આપણી જમાતમાંથી ન્યાત બહાર કરવો અને તેથી તેને જાહેર રીતે ન્યાત બહાર કરવામાં આવ્યો. સાદ ફેરવનારાઓએ આસપાસ બધે જઈને આ ન્યાતબહારની વાત જમાતમાં જાહેર કરી પછીથી સભા વિસર્જન થઈ હતી.

(સહી) હાજી અહમદ દેવજી.

(આગળ જુબાની ચાલુ)

નં૦ ૧૪/. માં જણાવેલ કાઠિઆવાડના વારસ અને તહોમતદાર વચ્ચેના પત્રવ્યવહાર સંબંધે કૌંસિલે તપાસ કીધી ન હતી. પાસ બતાવાયો, આ પાસ મેં કાઢયો છે તે તહોમતદારને આપેલો કાગળ છે પાસ નથી. પાસ છાપેલા છે. તે ન્યાતબહાર હોવાથી આ કાગળ સિવાય તે દરગાહમાં પેસી શકે નહિ. તારિખ વિનાનો કાગળ નં૦ ૨૮/.

નં૦ ૨૮/. નો ઉતારો.

તેના કાકાએ ફાંસો ખાઈને આપઘાત કીધો છે તેથી પોલિસ સહિત રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાને દરગાહમાં પેસવા દેવો એવું મુજાવર ધનજીને જણાવવામાં આવે છે. હાલ એજ અરજ.

(સહી) હાજી મુખી લાડકના સલામ.

(આગળ જુબાની ચાલુ)

મરનાર માણુસે આપઘાત કર્યો હતો. અને જો તે પોલિસ સાથે જાય તોજ તોહમતદારને દરગાહમાં પેસવા દેવામાં આવે.

ઈસ્માઈલીઓ તરફથી કોંસિલને કાંઇ ખુશાલીની ભેટો થતી નથી.

ચાંદરાત અને બીજા તહેવારોને દિવસે મુખી કામડીઆ મારફતે આગાખાન સાહેબને ભેટો થાય છે 'ચાંદરાત' 'ઉરસ' વગેરે તહેવારો માટે લગનને વખતે મુખા કામડીઆ તરફથી અમુક પૈસા લેવાય છે. જો કોઈ શખ્સે નિયમીત ભર્યા ન હોય તો તે લગ્ન વખતે ગણાય છે અને ઘણાક પ્રસંગે તો તેની સ્થિતિનો વિચાર કરીને લ્હેણા કરતાં ઓછુંજ લેવામાં આવે છે. કેટલીક વખત તો તેને બધા દેવામાંથીજ મુક્ત કરવામાં આવે છે.

બીજા અને ત્રીજા નિયમ પ્રમાણે એવી બાબતોમાં વચ્ચે પડવા કોંસિલને મનાઇ હોવાથી અને આગાખાનસાહેબના ખજાનચી તરીકે કામડીઓ પૈસા ઉઘરાવે છે તે સંબંધી આ સવાલ હોવાથી તે સામે મી૦ પેન વાંધો ઉઠાવે છે. મી૦ બેપ્ટીસ્ટા જણાવે છે કે મુખી અને કામડીઓ તે અમલદારો છે અને તહોમતદાર વિરૂદ્ધ વાત પણ અમલદારોના ખોટાં કામ ખુલ્લાં પાડવા સંબંધી છે તેથી આ સવાલો યોગ્ય છે.

હુકમ:

મુખી અને કામડીઓ પોતે સ્વતંત્ર હોવાથી તેમનાં કર્મો માટે બધા અમલદારો જવાબદાર નથી તેથી આ વિષય પર પ્રશ્ન બંધ કરવાનું હું ફરમાવું છું.

લગ્નની રજા મુખી અથવા કામડીઓ આપે છે.

મુખી અથવા કામડીઆએ એકઠા કરેલા પૈસા પર કૌંસિલની કાંઇ સત્તા નથી.

**મી૦ બેરીસ્ટર કહે છે કે રાજીખુશીની ભેટ લગ્ન અને દફન વખતે મુખી કામડીઆ વડે ફરજિઆત દેવાં ગણાય છે તેથી આ બાબતોપર હું આ સાક્ષીને ઉલટ તપાસવા માગું છું.**

**હુકમઃ**

**કારણ કે પ્રશ્ના મુખી અને કામડીઆની વર્તણુંક સંબંધી છે અને કૌંસિલ સંબંધી નથી તેથી હું તે બંધ કરવા માંગું છું.**

ખમિસ્સા મામદને હું ઓળખતો નથી. અહમદ દેવજીને હું ઓળખું છું. કેશવજી મામદને હું ઓળખતો નથી. ઝાંઝિબાર ગએલ કોઇનો ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૧૪ ના રોજ રૂ.૨૫૦ દંડ થયાની મને ખબર નથી. મુંબઈની કૌંસિલના બિહારની કૌંસિલને લખેલા ૮ મી જુલાઇ ૧૯૧૫ ના કાગળની નકલ હું રજુ કરૂં છું. નં૦ ૨૯/.

નં૦ ૨૯/ નો ઉતારો.

નં૦ ૨૦૫/૧૫

૮ મી જુલાઈ ૧૯૧૫.

વર્ધા ખોજા શિયા ઇમામી ઈસ્માઇલી કૌંસિલને

ખુદા સુખી રાખે!

મુંબઈ ખોજા શિયા ઈમામી ઈસ્માઈલી કૌંસિલના

યાઅલી મદદ વાંચજો.

લખવા કારણ કે તેના ગુજરાન માટે ચેવતમેલ અને તમારી સરહદનાં બીજાં ગામમાં ફરતો ખોજો જાધવજી થાવર ગયાં આઠ વરસથી તેની વહુને બોલાવતો નથી અને તેનું ખર્ચ આપતો નથી. તેણીના ભાઈ અલીભાઈ રવજીએ અરજી કરી તેની તપાસમાં શોધ કરતાં તે તમારા તાબાના સદર ગામડામાં મળે છે. તેને મોકલેલી નોટિસોમાંની છેલ્લી તેને ચેવતમેલ મુકામે મુખી મારફતે પુગાડી હતી, પણ તેણે સહી કરવા ના કહી તેથી તે પાછી આવી છે. સદર વાત તા૦ ૭-૭-૧૫ ની સભામાં મુકાઇ હતી તે પરથી કૌંસિલે તેને ન્યાત બહારની સજા કરી છે. આ બાબત આપ નોંધ લેશો અને તમારી સરહદનાં ગામડાંમાં ખબર આપશો તથા ચેવતમેલ જમાતને જણાવશો કે જાધવજી થાવર ન્યાત બહાર છે. ઉપર કહેલ માણસ ચેવતમેલમાં છે અને જમાતના મુખી પાસેથી કૌંસિલને લખેલા તા૦ ૨૯-૬-૧૫ ના તેના કાગળમાં અમને આ બાબતનો ખુલાસો મળ્યો છે જે આપ નોંધી લેશો. હાલ એજ અરજ.

(અક્ષર ન વંચાય તેવા)ના

યાઅલી મદદ વાંચશો.

હાજીમુખી લાડકના યાઅલી મદદ વાંચશો.

(આગળ જુબાની ચાલુ)

હું દામજી રતનસીને ઓળખતો નથી. માંથીબાઇના પોતાની સાથના વિવાહ સંબંધે તેણે ફરિઆદ કરી હતી તે અને યાદ છે. તે કાસમ ઓઘાની બ્હેન થતી કે નહિ તે

મને યાદ છે. દામજી રતનસીની ફરિઆદ કેવા પ્રકારની હતી તે મને યાદ નથી. આ કેસના કાગળીયાં મને મળ્યાં. કૌંસિલે કરેલા ઠરાવ પ્રમાણે વર્તવાના વચનના ભંગના નુકસાન પેટે દામજી રતનસીએ રૂ. ૧૦૦) માગ્યા.

બીજા જોડે પરણતાં મોંઘીબાઇને કૌંસિલ અટકાવી શકે નહિ પણ મુખી કામડીઓ તેમ કરી શકે.

દામજી રતનસીના સોલીસીટર મારફતનો તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૬ નો કાગળ હું રજુ કરું છું. નં૦ ૩૦/.

નં૦ ૩૦/. નો ઉતારો.

પહોંચ માટે રજીસ્ટર્ડ

૪ થી સપ્ટેમ્બર ૧૯૧૬.

હાજી મુખી લાડક સાહેબ,

ખોજા શિયા ઈમામી ઈસ્માઇલી કૌંસિલના ઑ૦ સેક્રેટરી.

ખોજા જમાતખાના, ખડક, મુંબઇ.

વ્હાલા સાહેબ,

અમારા અસીલ દામજી રતનસીએ અમને ખબર આપી છે કે (૨૩ મી માર્ચ ૧૮૯૭) સંવત ૧૯૫૩ ના ફાગણ વદ ૬ ને દિવસે એક કાસમ બોધાની બ્હેન એક માંઘી જોડે તેની સાદી વાજબી રીતે થઈ હતી અને તે ખબર રજુલા જમાતને દફતરે નોંધાયલી હતી સાદી થયા પછી અમારો અસીલ, સાદી કરેલી વહુ, અને તેનાં કુટુંબીઓ મુંબઇ રહેવા આવ્યાં. સંવત ૧૯૬૨ માં અમારા અસીલની મરજી થઈ કે લગ્ન કરી દેવું પણ કંઈને કંઈ

કારણને લીધે તે પાછું ધકેલાતું અને છેવટે એમ જાહેર થયું કે બીલકુલ સાદી થઇજ નહતી. અને આ બ્હાનું જાહેર થયું તેનું કારણ એજ કે માંધીનો ભાઈ મજકુર કાસમ બોઘા ત્હેની બ્હેનને બીજા કોઇ જોડે પરણાવવા ઈચ્છતો હતો આ બાબત અમારા અસીલે મુંબઇ કૌંસિલને જણાવી અને કામ ચાલુ થયું. અમારા અસીલ જોડે થએલી સાદીની વાત કૌંસિલે માની નહિ અને રજુલા મુકામે જમાતને લખ્યું. જેમણે (૨૮ મી ઑગસ્ટ ૧૯૦૭) સંવત ૧૯૬૩ ના શ્રાવણ વદ ૫ ને દિને જરૂરી કાગળીયાં મુંબઇ કૌંસિલ તરફ મોકલ્યાં જેથી સાબિત થયું કે આગળ કહ્યા પ્રમાણે સાદી થઈ હતી અને બધા જરૂરી નિયમો સચવાયા હતા, રૂ. ૨૫૦) અપાયા હતા. આમ છતાં પણ હું માંધીને પરણવા ખુશી નથી એવું લખાવી લેવાને અમારા અસીલપર દાબ મુકવાને કૌંસિલે પ્રયન્ત કર્યો પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. અને ૮ મી સપ્ટેમ્બર ૧૯૦૮ ના રોજે અમારા અસીલે પોતાના વકીલ મારફતે કૌંસિલને લખ્યું અને તેમાં સત્ય બીના જણાવીને તેમની ગેરકાયદેસર અને અયોગ્ય ચાલ બાબત તેમને સૂચના આપી. એમ જણાય છે કે કૌંસિલે ચાલતી આવેલી રૂઢી વિરૂદ્ધ મજકુર માંધીને અમારા અસીલને છોડીને બીજા જોડે પરણાવી. સમય અમારા અસીલને અનુકૂળ ન હોવાથી તે બાબત વધારે પગલાં તે ભરી શક્યો નહિ પણ ૨૦ મી ઑગસ્ટ ૧૯૧૫ ના રોજ અમારા અસીલે રજીસ્ટર્ડ કવરમાં એક અરજી મોકલી તે પાછી આવી. તે પછી તે કૌંસિલની ઑફિસમાં ગયો અને ત્યાં તેના કેસને લગતી એક રજાજ

લખી તે મુકરદમો સાંભળવાનું વખતોવખત મુલતવી રહેતું. તે પછી પોતાનો કેસ કાઢવા માટે અમારો અસિલ ઘણું દબાણુ કરતો પણ કંઈ ધ્યાન અપાતું નહિ. અને હજુ પણ તેનું શું થયું છે તે તેને જણાવવામાં આવ્યું નથી.

આવા સંજોગોમાં ઉપર જણાવેલા અમારા અસીલના પુરા કામની તેપર ઠરાવ સહિતની પુરાવા સહિત નકલો અમને પુરી પાડો એવી વિનંતિ આપને કરવા અમને સૂચના મળી છે. તેને માટે જે યોગ્ય ખર્ચ હશે તે અમને તમે જણાવશો એટલે અમે ઘણી ખુશીથી તે આપીશું.

આપના સાચા,

(સહી) એદલજલો, ગુલાબચંદ વાડિઆ એન્ડ કં૦,

સોલીસીટરો, હાઈકાર્ટ.

(આગળ જુબાની ચાલુ)

અમે સોલીસીટરોના કાગળોનો જવાબ આપતા નથી. દામજીને સમાધાન પેટે રૂ. ૧૦૦) આપવા મોંઘીબાઈને ફરમાવવામાં આવ્યું અને તે પછીજ મુખી અને કામડિઆની રજાથી તે પરણી શકી. હું અલી હાજીને ઓળખું છું. તેણે ૧૯૧૩ માં ફરિઆદ કરી હતી. તે એક નુરબાઇને પરણ્યો હતો. તેણીએ ફરિઆદ કરી. તેણીએ કૌંસિલમાં ચાર સોનાની બંગડીઓ અનામત મૂકી હતી, અલી હાજીએ તે બંગડીપર હક કર્યો. હજુ પણ નુરબાઇના નામથી કૌંસિલ તે બંગડીઓ રાખી રહી છે. નુરબાઈ પોતાના ધણીને ઘેર પાછી ન ગઈ અને મુંબઇ આવવાનો કૌંસિલનો

હુકમ તેણે ન ગણકાર્યો તેથી તેને ન્યાતબહાર મુકવામાં આવી. ન્યાતબહાર પછી અલી હાજીએ બંગડીઓ પાછી મેળવવા માગી અને બીજી બૈરી કરવા રજા માગી પણ કાંઇ રજા આપવામાં આવી નહિ. પાછળથી નુરબાઇને ફરી ન્યાતમાં લેવામાં આવી. પછી તે તેના વરને ઘેર ગઇ તેણે તેને કાઢી મુકી તે પછી તેના અને છોકરાંના પોષણ માટે રૂ. ૧૨) આપવાનું તેણે કબુલ કીધું હતું. પાછળથી અલી હાજીએ ખર્ચ આપવા ના પાડી અને તે પરથી તેને ન્યાતબહાર કરવામાં આવ્યો. હું અલી હાજીના સૉલીસીટરનો કાગળ તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૯૧૬ નો રજુ કરૂં છું નં૦ ૩૧/.

નં૦ ૩૧/. નો ઉતારો.

પહોંચ માટે રજીસ્ટર્ડ.

૪ થી સપ્ટેમ્બર ૧૯૧૬.

હાજીભાઈ મુખી લાડક સાહેબ,

ખોજા શિયા ઈમામી ઇસ્માઇલી કૌંસિલના ઑ૦ સેક્રેટરી,

કે/. ખોજા જમાતખાના. ખડક, મુ૦ મુંબઇ.

વ્હાલા સાહેબ,

અમારા અસીલ અલી હાજી તરફથી અમને જણાવવામાં આવ્યું છે:—

કે તે આશરે વીસેક વર્ષ ઉપર માંગરોળવાળા રહીમતુલા વીશરામની દીકરી નુરબાઈને પરણ્યો હતો; જેના લગ્નથી તેને આઠ છોકરાં થયાં હતાં જેમાંનાં પાંચ મરી ગયાં છે અને રહેલ ત્રણ કે જે જીવે છે તેમાંથી એક છોકરી પરણાવેલ છે;

કે ૧૯૧૩ ની સાલમાં તેની માલીકીનું લગભગ રૂ. ૪૦૦) ની કીમતનું જવાહીર લઈને તેણીએ તેનું ઘર છોડયું અને કૌંસિલમાં તેનાપર ખોટે બ્હાને ફરિઆદ માંડી અને મજકુર જવેરાત કૌંસિલ પાસે અનામત મુકયું.

અમને વધારામાં જણાંવવામાં આવ્યું છે કે કેસ સાંભળવાની તારિખ પહેલાં થોડે વખતે નુરબાઈ પોતાને ગામ માંગરોળ જતી રહી અને અમારા અસીલે ઝવેરાત તેને પાછું મળે તે માટે ઘણીવાર કૌંસિલને અરજીઓ કરી છે પણ કાંઈ વળ્યું નથી. અમારી સમજ એમ છે કે તેના કેસ બાબત મુંબઈ આવવા માટે કૌંસિલે નુરબાઇને કેટલાક કાગળો લખ્યા છે પણ મજકુર કાગળોને તેણે ગણકાર્યા નથી અને છેવટે તેને ન્યાતબહાર કરી હતી. તે ઉપરથી અમારા અસીલે જવેરાત પાછું મેળવવા અને બીજી સ્ત્રી પરણવાની રજા મેળવવા અરજી કરી હતી. આ વાત ઘણો વખત લંબાઇ. પછી નુરબાઈને ન્યાતબહાર હોવા છતાં મુંબઇ લાવવા કૌંસિલે માંગરોળ માણસ મોકલ્યો. ૧૯૧૪ માં આ બન્યું અને નુરબાઈને મુંબઈ લાવવામાં ખર્ચ થએલ રૂ. ૨૦) આપવા કૌંસિલે અમારા અસિલને ફરજ પાડી. તેને પાછી ન્યાતમાં લેવામાં આવી અને ત્રણ છોકરીઓને લઇને અંમારા અસીલને ખરચે તેણે અમારા અસીલથી જુદું રહેવું એમ હુકમ થયો. તે બાબત અમારા અસીલ તરફથી ઘણીક અરજીઓ થઇ છતાં જવેરાત પાછું મળ્યું નહિ. એક મહિનો વીત્યા બાદ નુરબાઇ અને ત્રણ છોકરાં ત્રણ ચાર મહિના અમારા અસીલની સાથે રહ્યાં અને તે

પછી અમારા અસીલના ઘરમાંથી નાસી ગયાં અને ફરીથી ખોટાં બ્હાનાં બતાવીને કૌંસિલને ફરિઆદ કરી. અમને મળેલ સૂચના પ્રમાણે અમે કહીએ છીએ કે આ ફરિઆદનો નિકાલ કૌંસિલે તરત અને જેમતેમ કર્યો પણ કૌંસિલના નિયમો પ્રમાણે ન કર્યો. અને પરિણામ એ થયું કે ૧૯૧૫ ના એપ્રીલમાં કે તેના અરસામાં ત્રીજી તો પરણેલ હતી તેથી એ દીકરીઓ સહિત નુરબાઇને કૌંસિલે તેને ગામ મોકલી દીધી અને તેને માસિક રૂ. ૧૨) આપવાનો અમારા અસીલને હુકમ કર્યો કે જે તેણે નાકબુલ કર્યો અને આધાર રૂપ જણાવ્યું કે લગનથી પછી તેમને રાખ્યા છે તેવી રીતે શાંતિમાં રાખવા હું ખુશી છું. આશરે સાત મહિના ઉપર અમારો અસીલ ન્યાતબહાર મુકાયો.

આવા સંજોગોમાં અમને સૂચવવામાં આવ્યું છે તે પ્રમાણે અમારા અસીલનું મજકુર જવેરાત અમને તરત પાછું આપો અને જો આ નોટીસ પહોંચ્યા પછી આઠ દિવસમાં તમે આ પ્રમાણે કરતાં ચુકશો તો તમારી અને કૌંસિલ ઉપર જે પગલાં ભરવાની તેને સલાહ મળશે તેવાં પગલાં તે ભરશે અને તેના ખર્ચ અને પરિણામના જવાબદાર તમો રહેશો એવી આ નોટિસ અમે આપીએ છીએ.

અમને વધારામાં સૂચવવામાં આવ્યું છે તે પ્રમાણે અમારા અસીલ વિરૂદ્ધ નુરબાઇની બન્ને ફરીઆદો વિષે પુરા કામની પુરાવાવાળી નકલો અમને આપો એમ અમે વિનવીએ છીએ. અમારે ફરિઆદ પુરાવા અને ઠરાવની પુરી

નકલોની જરૂર છે. તેને માટે તમારો વાજબી ખર્ચ તમે અમને જણાવશો તે અમે આપીશું.

આપના સાચા,

(સહી) એદજસો, ગુલાબચંદ, વાડિઆ ઍન્ડ કંo,

સોલીસીટરો, હાઇ કોર્ટ.

(આગળ જુબાની ચાલુ.)

નુરબાઇને ન્યાતબહાર કર્યાનો તાo ૧૯ મી ઑકટોબર ૧૯૧૩ નો ઠરાવ હું રજુ કરૂં છું. નંo ૩૨/.

૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૬ નો અલીહાજીને ન્યાતબહાર કર્યાનો ઠરાવ હું રજુ કરૂં છું નંo ૩૩/.

નંo ૩૨/. નો ઉતારો.

આ બાબતમાં કેશોદ અને માંગરોળ બન્ને ઠેકાણે કાગળો લખવા કે અલીહાજીની સ્ત્રી નુરબાઈએ મુંબઈ આવવાનો હુકમ ન માન્યો તેથી તેને ન્યાતબહારની સજા કરવામાં આવી છે જે સજા અમલમાં મુકાઇ હોવી જોઇએ અને જો તે ન્યાતબહાર મુકાઈ ન હોય તો હવે મુકજો.

નંબર ૩૩/. નો ઉતારો.

કૌંસિલના ઠરાવ પ્રમાણે બાકી રહેલા પૈસા અલીહાજી તેની સ્ત્રી નુરબાઇને આપતો નથી. જ્યારે આજે આ વાત સભામાં ચર્ચાઈ ત્યારે ગુન્હા માટે કંઈપણ સમાધાની આપવા અલીહાજીએ ખુલ્લી ના કહી. તે ઉપરથી કૌંસિલે એક મતે અલીહાજીને ન્યાતબહાર કરવો અને આ બાબત

માંગરોળ જમાતને કૌંસિલ મારફત સાદ મોકલવો અને આ બાબત મોટા જમાતખાનામાં અને કાંડી મોહોલ્લા જમાતખાનામાં સાદ ફેરવવો એવો ઠરાવ કર્યો.

(આગળ જુબાની ચાલુ)

કુાંસિલના સેક્રેટરી મારફતે પહેલાં તેણે એક કે બે હમા ભર્યા હતાં.

નજરઅલી લાલજીને હું ઓળખું છું. અનીતિમય ચાલ માટે તેનો રૂ. ૧૨૫) દંડ થયો હતો. આના ભાઇ તરફથી તેના વિરૂદ્ધ ફરિઆદ થઇ હતી. હું તે રજુ કરૂં છું. નં૦ ૩૪/.

નં૦ ૩૪/. નો ઉતારો

અરજ નં૦ ૧૨૭/. ૧૩

મુંબઈ, ૧૦-૧૦-૧૯૧૩.

શિયા ઈમામી ઈસ્માઇલી કૌંસિલના પ્રમુખ, સેક્રેટરી અને બધા અમલદારોને ખુદા સલામત રાખે! ખુદા તેમને દીર્ઘાયુષી બનાવે અને તેમને ધર્મનિષ્ટ બનાવે!

અરજદાર ખોજા ચતુર શેરીફના યાઅલી વાંચજો.

લખવાની અરજ છે કે પરેલનો ખોજો નજરઅલી લાલજી મારી બ્હેન રહેમતને પરણ્યા સિવાય સમજાવીને લઇ ગયો છે. આની હું આપને આ પત્ર લખી ખબર આપું છું અને આમાં જરૂરી આપ કરી લેશો હાલ એજ.

(સહી) ખોજા ચતુર શેરીફ.

તા૦ ૬૦

જમાતનો માણસ મોકલીને પરણ્યા સિવાય સમજાવીને તે તેને લઇ ગયો છે કે કેમ તેની તપાસ કીધી. તપાસ પરથી માલમ પડ્યું છે કે તે પરણ્યા સિવાય લઈ ગયો છે.

ખોજા ચતુર શેરીફના યાઅલી વાંચજો.

(આગળ જુબાની ચાલુ)

ફરિઆદની તારિખ ૧૦ મી ઑકટોબર ૧૯૧૩ ની છે. ભાઇનું નામ ચતુર શેરીફ છે. કૌંસિલે નજરઅલી ચતુર શેરીફ અને તેની બ્હેન રહેમત બાઈને બોલાવીને તેમની તપાસ કીધી. આ પછી દંડ કરવામાં આવ્યો હું સભામાં હાજર હોઉં એમ મને સાંભળતું નથી. ૧૨ મી ઑકટોબર ૧૯૧૩ નો ઠરાવ હું રજુ કરૂં છું. નં૦ ૩૫/. સોલીસીટરનો ૨૧ મી નવેમ્બર ૧૯૧૬નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૩૬./.

નં૦ ૩૫/. નો ઉતારો.

આ બાબત નજરઅલી લાલજીનો રૂ. ૧૨૫) એકસો પચીસ રૂપિઆ અને રહેમતબાઇનો રૂ. ૧૨૫) એકસો પચીસ રૂપિઆ દંડ કર્યો હતો. બન્ને જણે દંડ ભરીને પછી લગ્ન માટે કૌંસિલને અરજ કરવી. જો સદર રકમ આઠ દિવસમાં નહિ ભરાય તો આવતે રવિવારે બન્ને જણને ન્યાતબહાર કરવામાં આવશે અને તે માટે સાદ ફેરવાશે.

નં૦ ૩૬/. નો ઉતારો.

મુંબઈ, ૨૧ નવેમ્બર ૧૯૧૬.

ડૉ૦ રજબઅલી રામજી લગદીર, એલ. આર. સી. પી. એન્ડ એસ. ઈત્યાદિ.

ખોજા શિયા ઇમામી ઇસ્માઇલી કૌંસિલના ઑ૦ સેક્રેટરી,
ઠે/. ખોજા જમાતખાનામાં, મુંબઇ,(પોસ્ટ બૉક્સ નં ૭ ક/.),
વહાલા સાહેબ,

અમારા અસીલ મી૦ નજરઅલી લાલજીએ અમને જણાવ્યું છે કે અમારા અસીલને રૂ. ૧૨૫ દંડ થાય એવો એક ઠરાવ ૧૨ મી ઑકટોબર ૧૯૧૩ ના દિવસે ખોજા કૌંસિલે કર્યો હોય તેમ લાગે છે. અમારા અસીલે ઘણીવાર કૌંસિલને વિનવ્યું છે કે દંડ કરવાનું કારણ અને બધી વિગત જણાવો પણ તેને કાંઈ કારણ કે વિગત આપવામાં આવી નથી. તેના વિરૂદ્ધ કેવા પ્રકારની ફરિઆદ હતી તે જણાવવા માટે પણ તેણે કૌંસિલને અરજ કરી હતી. ૨૭ મી ઑાગસ્ટ ૧૯૧૪ ને રોજ તમોએ અમારા અસીલને મજકુર રૂ. ૧૨૫) દંડ સંબંધે લખ્યું હતું અને તે માસની ૩૦ મી એ તેના બચાવ માટે હાજર થવા તેને જણાવ્યું હતું. અમારા અસીલે હાજરી આપી પણ તેને કાંઈ કહેવાની કે તપાસ કરવાની છુટ ન મળી અને રૂ. ૧૨૫) ભરી દેવા હુકમ થયો. તેવાજ કાગળો અમારા અસીલને ૨૩ મી એપ્રીલ ૧૯૧૫, ૧૧-૧૩-૨૨ મી જુન ૧૫, અને ૨૪ અને ૩૦ મી જુલાઈ ૧૯૧૫ ના રોજ લખાયા હતા. અને આ સઘળે પ્રસંગે અમારા અસીલે પોતાનો બચાવ કરવા ખોજા જંમાતખાનામાં હાજરી આપી હતી પણ તેને કંઇ બોલવાની કે તેના વિરૂદ્ધ ફરિઆદ કેવા પ્રકારની હતી તેની તપાસ કરવાની તેને છુટ મળી નહિ અને તેને ટુંકમાં એકદમ રૂ. ૧૨૫) ભરવાનો હુકમ થયો હતો. ૩૦ મી જુલાઇ ૧૯૧૫ પછી તે બાબત કંઈ થયું હોય એમ જણાતું નથી અને માત્ર આ

માસની ૧૧ મી ને શનિવારેજ ખોજા કૌંસિલના એક નોકરે અમારા અસીલને મળીને જમાતખાનામાં બીજે દિવસે ભરાનાર સભામાં હાજર થવા કહ્યું જે પ્રમાણે અમારા અસીલે કર્યું. આ પ્રસંગે પણ અમારા અસીલે પોતાનો બચાવ કરવા પ્રયત્ન કર્યો અને તેના વિરૂદ્ધ કેવા પ્રકારની ફરિઆદ છે તેનો તપાસ કર્યો. પણ તેનું કહેવું સાંભળવામાં આવ્યું નહિ અને ૧૨ મી તારિખથી એક મહિના અંદર રૂ. ૧૨૫) નો દંડ ભરી દેવાનો હુકમ થયો અને તેને કહેવામાં આવ્યું કે જો તે ભરવામાં ભુલશે તો તેને ન્યાત બહાર કરવામાં આવશે.

જેના આધારે ખોજા કૌંસિલનાં કામ ચાલે છે તે કાયદા કાનુનોની કલમ ૩૦/. કે જે પ્રમાણે કૌંસિલમાં રજુ થએલ કોઈ કામ ૭ મહિના કરતાં વધુ લંબાવાય તે તરફ આપનું ધ્યાન દોરવા આપને વિનવવાની અમને સુચના મળી છે. આ બાબતમાં એમ જણાય છે કે ૧૨ મી ઑકટોબર ૧૯૧૩ ના ઠરાવથી કૌંસિલે અમારા અસીલનો રૂ. ૧૨૫) દંડ કર્યો છે. તે પછી વખતો વખત છેક ૨૪ મી જુલાઈ ૧૯૧૫ સુધી લગભગ વરસ દોઢ વરસ લગી અમારા અસીલને બચાવ કરવા કૌંસિલે બોલાવ્યો છે અને જેટલી જેટલી વાર તે હાજર થયો છે તેટલી તેટલી વખત તેને કાંઈ બોલવાની કે તપાસ કરવાની છુટ મળી નથી પણ ટુંકમાં રૂ. ૧૨૫) નો દંડ ભરી દેવાનો હુકમ થયો છે. અને આ વાત છેક ૧૨ મી નવેમ્બર ૧૯૧૬ સુધી ચાલુજ છે અને તે વખતે પણ જ્યારે તેને તેના બચાવ માટે હાજર રહેવા જણાવવામાં આવ્યું અને તે હાજર થયો ત્યારે પણ તેને તેમ કરવા ન દીધો અને

એક મહિનામાં દંડ ભરી દેવાનો હુકમ થયો અને જણાવવામાં આવ્યું કે જો તે દંડ ન ભરે તો તેને ન્યાતબહાર કરવામાં આવશે.

આ બાબતમાં કોંસિલની વર્તણુંક અને કામ પર ટીકા કરવાની અમારા અસીલને કાંઈજ ઇચ્છા નથી પણ તેણે અમને સૂચવ્યું છે તે પ્રમાણે અત્રે તમને વિનવીએ છીએ કે તેના વિરૂદ્ધ થએલ ફરિઆદ અને બીજાં કામ કે જેને પરિણામે દંડ થયો એમ લાગે છે તેની પુરી નકલો અમને ભલાઇની રાહે પુરી પાડો. તમે અમને જણાવશો એટલે તમારી નકલોના પૈસા અમારો અસીલ ખુશીથી આપશે. મજકુર નકલો તમારી પાસે મળ્યા પછી અમારો અસીલ અમારી મારફતે લેખી બચાવ કરશે. અમને મળેલ સૂચના પ્રમાણે અમે આશા જાહેર કરીએ છીએ કે આગળ કહ્યા પ્રમાણે અમારા અસીલને બચાવ કરવા ભલાઈ ખાતર તમો એક તક આપશો.

આપના સાચા,

(સહી) એદજલો ગુલાબચંદ, વાડીઆ એન્ડ કું.,

સોલીસીટરો, હાઈકોર્ટ.

(આગળ જુબાની ચાલુ.)

પોતાની બેનને નજરઅલી સાથે જવાની પરવાનગીનો કાગળ ખોજા વીરજી પાસેથી નજરઅલી લાલજીએ રજુ કર્યો હોય તો તે મને સાંભળતું નથી સોલીસીટરની નોટિસ પછી નજરઅલી લાલજી હાજર રહેતો હોય તો તે મને યાદ નથી. જો કોઈ એમ કહે કે દંડ ભરવા હું અશક્ત

છું તો તે પક્ષનો અમે ફરી તપાસ કરીએ છીએ. અમે કેસ ફરી કાઢતા નથી. દંડ નહિ ભરવાથી નજરઅલીને ન્યાતબહાર મુકવામાં આવ્યો. સાંજના ૩-૩૦ તા૦ ૧-૫-૧૯૧૭.

(સહી) એફ એ.

## મી૦ બેપ્ટીસ્ટા તરફથી હાજી મુખી લાડકની વધુ ઉલટ તપાસ:

હું નાનબાઇને ઓળખું છું. કૌંસિલે તેને રૂ. ૨૦૦) આપવાનો હુકમ કીધો. નાનબાઈને એક છોકરાની વહુ વિધવા હતી. નાનબાઈ તેના તરફ ખરાબ વર્તન રાખતી અને તેને ઘરબહાર કાઢી મુકતી. તે છોકરાની વહુએ ફરિઆદ કરીકે મને કાઢી મુકવામા આવી છે અને મને કાંઈ ખાવા મળતું નથી. તેના તાબામાં હતાં તે વહુના ઘરેણાં રજુ કરવા નાનબાઈને કહેવામાં આવ્યું નાનબાઈએ ઘરેણાં પોતાની પાસે હોવાનું કબુલ કર્યાં છતાં રજુ કર્યાં નહિ. મારા સમજવા પ્રમાણે આનો મુદ્દો દફતરે છે. ઘરેણાં રૂ.૨૦૦) થી વધુ કિમતનાં હતાં. તેણે કબુલ કીધું છે કે દાગીના રૂ. ૪૦૦) થી રૂ. ૫૦૦) સુધીના હતા. તે વાતનું સમાધાન થયું અને તેણે રૂ. ૨૦૦) આપવા હા કહી. તે ઉપરથી કૌંસિલે તેને રૂ. ૨૦૦) આપવા હુકમ કીધો. આ સમાધાન વહુના બાપ સાથે થયું હતું નાનબાઇએ રૂ. ૨૦૦) આપવા ના કહી પણ આખરે તેણે તે રકમ આપી. કૌંસિલના હુકમ પ્રમાણે પ્રથમ તેણે રકમ ન આપી તેથી તેને ન્યાતબહાર મુકવામાં આવી. નાનબાઈ અને વહુના બાપ

વચ્ચે સમાધાન ન્યાતબહાર થયા પછી થયું અને તે વાત કૌંસિલના ધ્યાનપર લાવવામાં આવી, તેણે પોતાની વહુને રાખવા ના કહી અને હુકમ પ્રમાણે તેણે વહુનાં ઘરેણાં રજુ ન કર્યાં તેથી તે ન્યાતબહાર મૂકાઇ.

નાનબાઈ અને વહુના બાપની સહીવાળો કાગળ કૌંસિલપર મોકલાયો. તે કાગળ ફાઈલમાં છે પણ તે હું કોર્ટમાં લાવ્યો નથી. નાનબાઇ ગરિબ વિધવા હતી તે વાત સાચી નથી. તે પોતાનું પુરૂં કેમ કરતી તે મને ખબર નથી. સમાધાન પછી ન્યાતબહાર પાછું ખેંચાયું.

સકીનાબાઇ પહેલાં એક જુસબવલીને પરણી હતી તે મને ખબર છે. લગ્નના ઝઘડાઓમાં કૌંસિલ વચ્ચે આવતી નથી. કૌંસિલમાં ગયા સિવાય એકના જીવતાં બીજી બૈરી ખોજો કરી શકે નહિ. અમુક પ્રસંગે ફરી પરણવા કૌંસિલ રજા આપે છે. બીજી પરણવાની રજા અપાય તે પહેલાં પહેલીના પોષણ માટે ગોઠવણ કરવી જોઇએ એ એક શરત છે. અમુક રકમ અનામત કરવા કૌંસિલ તેને હુકમ કરે છે અને તેમ થાય તેપર કૌંસિલ ખબર રાખે છે.

સકીનાબાઈનો કેસ કૌંસિલ આગળ આવ્યો ન હતો. આગાખાન સાહેબે જાતેજ જુસબવલીને ફરી પરણવા રજા આપી હતી. સકીનાબાઇની ગોઠવણ સંબંધે કૌંસિલને કાંઇજ સંબંધ ન હોતો. મારા સમજવા પ્રમાણે તો તેની બાબતમાં કાંઈ ગોઠવણ ન હતી.

જુસબવલી ફરી પરણ્યો તે પછી સકીનાબાઇનો બાપ તે કામ કૌંસિલ આગળ લાવ્યો અને જણાવ્યું કે સકીનાબાઈ માટે કાંઈ પણ ગોઠવણ કર્યા સિવાય જુસબ-

વળી બીજી વાર પરણ્યો છે અને સકીનાબાઈ માટે ગોઠવણ કરાવવા કૌંસિલને વિનવ્યું. કૌંસિલે જુસબવલીને તેડાવ્યો. પછી કૌંસિલ, જુસબવલી, અને સકીનાબાઈનો બાપ એવા ઠરાવપર આવ્યા કે જુસબવલીએ રૂ. ૩૫૦) આપીને સકીનાબાઈથી છુટા છેડા કરવા. જુસબવલીએ રૂ. ૩૫૦) કૌંસિલમાં અનામત મૂકયા અને તે સમયે સકીનાબાઈ માંગરોળ હતી માટે માંગરોળ કૌંસિલ મારફતે સકીનાબાઈની સહી છુટા છેડાના લખાણ પત્ર ઉપર માંગી તે પ્રમાણે મુંબઇ કૌંસિલે માંગરોળ કૌંસિલપર લખ્યું. સકીનાબાઈએ જણાવ્યું કે મને માંગરોળમાં પૈસા મળે નહિ તો હું સહી કરીશ નહિ. આખી રકમ ખલાસ થઈ ગઇ ત્યાંસુધી કૌંસિલમાંની અનામતમાંથી કૌંસિલે સકીનાબાઇને પૈસા આપ્યા. હાલ સકીનાબાઇના લેણા પૈસા કૌંસિલ પાસે રહ્યા નથી.

સકીનાબાઇના સોલીસીટરનો તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૭ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૩૭/—

નં૦ ૩૭/નો ઉતારો.

મુંબઈ, ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૭.

ડો૦ રજબઅલી રામજી લગદીર, એલ. આર.
સી. પી. એન્ડ એસ. ઈત્યાદિ

ખોજાંશિયા ઇમામી ઇસ્માઇલી કૌંસિલના ઑ૦ સેક્રેટરી.
ખડક જમાતખાના, ખડક, મુંબઇ.

વહાલા સાહેબ,

જુસબવલીની સ્ત્રી બાઇ સકીનાબાઇ અમારી અસીલે અમને જણાવ્યું છે:—

કે હું મજકુર જુસબવલીને આઠ કે નવ વર્ષ ઉપર પરણી હતી. અને મારે બે દીકરાઓ છે કે જેમની અનુક્રમે ઉમ્મર ૪½ વરસ અને ૯ મહિનાની છે કે જેઓ મારી સાથે રહે છે;

કે બે કે અઢી વરસ પહેલાં જુસબવલી બીજી સ્ત્રી પરણવા માગતો અને તે આશાએ તેણે કૌંસિલને અરજ કીધી હતી;

કે મજકુર જુસબવલી અને મારો પુરાવો લીધા બાદ કૌંસિલે જુસબવલીને બીજી સ્ત્રી પરણવા રજા આપી અને ચાલતા રિવાજ પ્રમાણે મને માસિક રકમ આપવાનો અને સદર રકમ નિયમિત રીતે અપાય તેની ખાત્રી માટે કૌંસિલ પાસે ડીપોઝીટ મુકવાનો હુકમ કર્યો;

કે તે પછી મજકુર જુસબવલી બીજી સ્ત્રી પરણ્યો અને તેણે જરૂરી ડીપોઝીટ મુકયું અને કૌંસિલે મને ડીસેમ્બર ૧૯૧૫ થી જુન ૧૯૧૬ સુધી માસિક રૂ. ૧૫) આપ્યા;

કે મારા તરફથી અરજ થવાથી જુલાઇ ૧૯૧૬ થી મારી રકમ વધીને રૂ ૨૦) અને તે પ્રમાણે ડીસેમ્બર ૧૯૧૬ લગી મળ્યું;

કે તે પછી સદર માસિક હપ્તો ભરવાને જો કે મેં કૌંસિલને ઘણીવાર વિનવ્યું છે છતાં પણ ન આપવાનું કંઈજ કારણ જણાવ્યા સિવાયજ તે અપાતો નથી.

જણાવવાને અમને સૂચના મળી છે કે અમારી અસીલ ઘણી ભયંકર સ્થિતિમાં છે અને પોતાનાં નિરાધાર બે બચ્ચાં સહિત મરણની અણીપર છે. હાલમાં તે તેના

બાપ જોડે રહે છે જે પોતેજ ધંધા રહિત છે અને જેને સાત નાનાં છોકરાં છે અને પરાણે પોતાની જીંદગી નિભાવે છે. તેથી ફરીને જો અમારી અસીલને તરતજ સદર માસિક રકમ મળશે નહિ તો તે અને તેનાં બાળક ભૂખથી મરણ શરણ થશે.

આવા સંજોગામાં અમને મળેલ સૂચના મુજબ અમે કૌંસિલને વિનવીએ છીએ કે રૂ. ૨૦) (જે હાલના વખતમાં કાંઇ વિસાતમાં નથી તે)ની અમારી અસીલની માસિક મંજુરી ફરી તરત ચાલુ કરો અને તે શા કારણથી બંધ કરવામાં આવી હતી તે અમને જણાવો અને જુસબવલીને બીજી સ્ત્રી પરણવાની રજા આપવામાં આવી તેને લગતા કૌંસીલમાં ચાલેલા બધા કામની પુરી નકલો અમને આપો અને અમે આશા રાખીએ છીએ કે મરણ શરણ થવા દેવા જેવી અમાનુષિક વર્તણુક તરફ કૌંસિલ ધ્યાન નહિજ આપે, તમે અમને જણાવશો એટલે તમારો નકલોનો ખર્ચ અમારી અસીલ તમોને આપશે.

આપના સાચા,

(સહી) એદજલો ગુલાબચંદ વાડિઆ એન્ડ કં/

સોલીસીટરો, હાઈ કોર્ટ.

(આગળ જુબાની ચાલુ.)

આ કાગળ કૌંસિલમાં મુકાયો અને કૌંસિલે તેપર કાંઈ ધ્યાન આપ્યું નહિ અને તેપર કાંઇ કામ પણ ન ચલાવ્યું.

કોર્ટને

કોઇ પક્ષવાળાઓ સોલિસીટર પાસે જાય તે માટે કૌંસિલ ખીજાઈ જાય છે. જો તેમને કાંઈ સમાધાન જોઇએ

તો તે પક્ષવાળાઓએજ સીધા કૌંસિલમાં જવું એવી કૌંસિલની ઈચ્છા છે.

તેની વતી જેઓ પૈસા લેતા તે સકીનાબાઈના બાપ અને કાકાની સહીઓ લેવાતી કૌંસિલના ૩૩૫૦) અપાઈ ગયા. મુંબઇ ખોજા કૌંસિલના ઑાનરરી સેક્રેટરી ડૉ૦ રજબઅલી રામજી લબદીરને લખેલ સકીનાબાઈનો ૧૭મી માર્ચ ૧૯૧૭ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૩૮/.

આ કાગળપર હજુ વિચાર ચાલે છે.

નં૦ ૩૮/. નો ઉતારો.

મુંબઈ ૧૭ મી માર્ચ ૧૯૧૭.

ડૉ૦ રજબઅલી રામજી લગદીર, એલ. આર. સી. પી. એન્ડ એસ. ઈત્યાદિ.

ખોજા શિયા ઇમામી ઈસ્માઈલી કૌંસિલના ઑ૦ સેક્રેટરી,

ઠે/. ખડક જમાતખાના, ખડક, મુ/. મુંબઇ.

વ્હાલા ભાઈ.

મારા ધણી મી૦ જુસબઅલી સંબંધી હું માનપૂર્વક આ અરજ કરવાની રજા લઉં છું. જો કે તેના પરનો કેસ કૌંસિલમાં પુરેપુરો લંબાયો છે છતાં પણ શોકજનક તો એ છે કે મોટીની ઉમ્મર ૪½ વર્ષ એવાં બે નિરાધાર છોકરાં અને મને એકલી તદ્દન ખરાબ સ્થિતિમાં નાખી દીધી છે. તમે સારી રીતે જાણો છો કે અમે ભુખે મરીએ છીએ; સારી રીતે અમે રહી શકતાં નથી; અમારે પહેરવાનું કાંઇ નથી; સારો કોળીઓ અમને મળી શકતો નથી.

છતાંએ મને આશા છે કે મારા કેસથી કૌંસિલના મેમ્બરોનાં હૃદય પીગળશે અને માણસ તરિકે મને મદદ કરીને મને અને મારાં ગરિબ બાળકને બચાવવા તેમને લાગી આવશે.

૨. હું મારા કેસની વિગત ટુંકમાં જણાવીશ ૧૯૧૦ કે તેના અરસામાં માંગરોળ મુકામે હું જુસબવલીને પરણી હતી. બધા યોગ્ય રિવાજ પ્રમાણે ત્યાં લગ્ન થયું હતું જોકે પરણ્યા પહેલાં અમે મુંબઈ રહેતાં હતાં છતાં પણ ખર્ચની ગણત્રીથી મેળવેલ રજાને આધારે લગ્ન સ્થળ માંગરોળ પસંદ પડયું. પરણ્યા પછી અમે સુખે રહેતાં અને મારાથી મારા ધણીને બે છોકરાં થયાં. જયારે મારા ધણીએ બીજી સ્ત્રી પરણવાનો વિચાર કર્યો ત્યારથી અમારી પરણેલ સુખી જીંદગી બંધ થઇ ગઇ.

૩. કૌંસિલનાં કાગળીયાં પરથી એમ જણાય છે કે ૧૯૧૫ ની સાલ જેટલાં પહેલાં મારો ધણી આપણા હાજર ઈમામ આગાખાન સાહેબ પાસે ગયો અને તેમને જાહેર કીધું કે મારે બીજી સ્ત્રી પરણવી છે. હું તેને સારી રીતે રાખીશ અને હું અમારા સુખમાં ભંગ થાય એવું કાંઈ થવા નહિ દઉં. તે પરથી તેને બીજી સ્ત્રી પરણવાની રજા હાજર ઇમામ તરફથી મળી: કોટડી મુકામે લગ્ન થયું હોય એમ લાગે છે. અને એમ જણાય છે કે નિકાહ પહેલાં તેણે કોટડીનાં એક કાનજી હરજીને જામિન આપ્યો કે જો મારો ધણી મારા ગુજરાન માટે પુરતી સગવડ ન કરી આપે તો જવાબદાર તે ગણાય. કૌંસિલનાં દફતર પરથી મને એમ માલમ પડે છે કે કાઠિઆવાડના રિવાજ પ્રમાણે તેણે રૂ. ૫૦૦)

ના જામિન આપ્યા હતા. અને તેની પોતાની કબુલાત પ્રમાણે તેના બીજા લગ્ન પછી તેણે મને કાંઈ પૈસા મોકલ્યા નથી.

૪ હું આગળ ચલાવું તે પહેલાં તો હું અહિ જણાવવા માગું છું કે મારી હયાતિમાં, અને મારાથી તેને છોકરાં થયાં છે, અને કંઇ ખાસ કારણ નથી છતાં મારા ધણીને બીજી સ્ત્રી પરણવા માટે આપેલ રજા આપણી કોમમાં ચાલતી રૂઢીથી વિરૂદ્ધ છે. પણ જ્યારે મારા અને મારા છોકરાંના ગુજરાન માટે કંઇ ખાસ શરત થઈ નથી તેનો વિચાર કરીએ ત્યારે તો વાત વધી પડે છે. કૌંસિલના દફતરો પરથી જણાશે કે તેવાજ બીજા દાખલાઓમાં શરતો થએલ છે, પણ હું માનપૂર્વક જણાવું છું કે મારી બાબતમાં કૌંસિલ જુદીજ રીતે વર્તે તે તો અનાદિ વખતથી ચાલતા આવેલા રિતરિવાજ ધર્મનો મોટો ભંગ છે.

૫ જ્યારે મારા બાપ બિચારા ખોજા કાસમ અબુના સાંભળવામાં આવ્યું કે મારો ધણી બીજીવાર લગ્ન કરવા ધારે છે ત્યારે તેણે અપ્રીલ ૧૯૧૫માં કૌંસિલને અરજ કીધી કે તેને તેમ કરતાં અટકાવવા હુકમ કાઢો. ખરૂં તો એમ છે કે ૧૪મી એપ્રીલ ૧૯૧૫ના રોજ કૌંસિલે ઠરાવ મંજુર કર્યો અને બીજે દિવસે કેશોદ કૌંસિલને કાગળ લખાયો કે મુંબઇમાં ચાલતા રિવાજ પ્રમાણે તેની સ્ત્રી અને છોકરીના ખર્ચનો બંદોબસ્ત કરે ત્યાં લગી તેને બીજી સ્ત્રી પરણવા રજા ન આપશો. પણ જયારે એમ માલમ પડયું કે મારો ધણી તો કયારનોએ બીજી સ્ત્રી પરણ્યો છે ત્યારે તે કાગળ મોકલવામાં આવ્યો નહિ.

છતાં પણ તે બાબત તપાસ કરવાના હેતુથી કૌંસિલે મારા ધણીને હુકમ કર્યો કે તેણે મને હાજર કરવી. તેણે તેમ કર્યું નહિ અને કૌંસિલનાં દફતરપરથી જણાય છે કે ૨૭મી મે ૧૯૧૫ના રોજ સમાધાની થઈ જે પ્રમાણે મારા બાપે મને માંગરોળથી લાવી કૌંસિલ આગળ હાજર કરવાની હતી. મારા વર તથા સસરા તરફની હરકતને લીધે મને માંગરોળ છોડતાં ઘણી હેરાનગત થઈ તે વખતે મારા ગરિબ બાપ પર ખોટો અમલ ચલાવીને અને ધમકી તથા પટામણીથી મારા ધણી સાથે સમાધાન કરવાને તેને ફરજ પાડવામાં આવી જેમાં મારા બાપે મારા ખોટા મુખત્યારથી મારી વતી વર્તીને કબુલ કર્યું કે મારો ધણી મને રૂ૧૫૦) રોકડા આપે અને રૂ૨૦૦) મારી છોકરીના પોષણ માટે આપે એટલે મારે મારા ધણીથી છુટાછેડા કરવા પાછળની રકમ તેમાં જણાવેલ શરતો પ્રમાણે મારા કાકા ઇસ્માઇલ પાસે રહે. છુટા છેડામાં મારી સહી લેવાને દરેક પ્રયત્નો અજમાવ્યા પણ મેં તેને તુચ્છકારી કાઢયા અને જણાવ્યું કે તેણે વાપરેલ રીતે મારી વતી વર્તવાને મારા બાપને કાંઇજ અધિકાર નથી અને મેં સહી કરવા ના કહી કૌંસિલને દફતરે જે દેખાય છે તે પરથી આ સાબિત થાય છે.

મને મુંબઇ લાવવાની કૌંસિલ તરફથી ગોઠવણ થતી હતી અને મારા ધણી અને મારા માણસોએ ઘણું દુઃખ વેઠયા પછી અને કેસોદ કૌંસિલે મારા અને મારા બાપપર નોટિસ કાઢી ત્યારે ૧૯૧૫ ના અંતમાં ૧૯૧૫ ના ઑકટોબરમાં કૌંસિલના થએલા ઠરાવ પ્રમાણે મને મુંબઈ લાવવામાં આવી.

૮ ડીસેમ્બર ૧૯૧૫ માં મેં કૌંસિલ આગળ મારા પુરાવા અરજ નં૦ ૧૪૯/૧૫ માં આપ્યા કે જેમાં મારો બાપ ફરિયાદી હતો અને મારો ધણી જવાબદાર હતો. મારાં પ્રમાણોની નોંધ લીધા પછી કૌંસિલે એક પ્રાથમિક ઠરાવ કર્યો જેમાં મને કાડી મહોલ્લાંમાં એક ઓરડી લઇ રહેવા સૂચવ્યું હતું અને મને ખર્ચના રૂ. ૧૦) મળ્યા અને કેસ આગળના રવિવારના પર મુલતવી રહ્યો.

૯. ૧૮મી ડીસેમ્બર ૧૯૧૫ ને દિવસે કૌંસિલે છેવટ ઠરાવ આપ્યો કે મારા અને મારાં છોકરાંના પોષણ માટે મારા ધણીએ એક મહિનામાં રૂ ૩૦૦૦) આપવા. મને મજકુર રકમનું વ્યાજ મળે અને મારે ગમે તે ઠેકાણે રહેવું. વધારામાં એવો હુકમ હતો કે જો મારો ધણી સદર રકમ મજકુર મુદતમાં ન આપે તો મારા ખર્ચ બદલ માસિક ૧૫ ( મને કૌંસિલ પાસેના ડીપોઝીટના રૂ. ૩૫૦ ) માંથી મળે અને વધારાના રૂ. ૩૦ ) ગર્ભ ધારણ ખર્ચ મળે. વળી એમ પણ હુકમ હતો કે જો મારો ધણી મજકુર રકમ એક મહિનામાં ન આપે તો એક મહિનો વીત્યા બાદ કેસ બોર્ડપર આવે.

૧૦ ડીસેમ્બર ૧૯૧૫ થી જુન ૧૯૧૬ સુધીમાં કૌંસિલે મને માસિક રૂ. ૧૫) પ્રમાણે જુમલે રૂ૧૦૫) આપ્યા. જુલાઈ ૧૬ થી ડીસેમ્બર ૧૯૧૬ સુધીમાં મને માસિક રૂ૨૦) પ્રમાણે જુમલે રૂ૧૨૦) મળ્યા. મને એકંદર મળેલ રકમ ૩૨૨૫–૮–૩ (ગર્ભધારણ ખર્ચના) છે. તે પછી કૌંસિલે મને કાંઈ રકમ આપી નથી તેમજ બંધ કરવાનું કારણ જણાવ્યું નથી.

૧૧. મારૂં મળતર ચાલુ રાખવાને ફરીથી મારી અનેક અરજીઓ તરફ બેદરકારી જણાવાઈ ત્યારે મને કાયદાની સલાહ લેવાની ફરજ પડી જે હું મારા બાપના એક મિત્રની ભલમનસાઈથી કરી શકી છું. ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ને રોજ મારા સોલીસીટરો મારફતે મેં જણાવેલ કે મારી રકમ ચાલુ કરો, તેનાં બંધ કરવાના કારણ આપો અને કૌંસિલમાં મારા ધણીપર ચાલેલ કામની પુરી નકલો આપો; નકલોનો ખર્ચ આપવા મેં કબુલ કીધું હતું. તે કાગળનો કાંઇ જવાબ મળ્યો નહિ. કંઈ નકલો મળી નહિ. મહામહેનતે કેટલાક કામની નકલો મળી. મેં પુરી નકલો માગી હતી પણ તેની ના કહેવામાં આવી. અને મને કામની જે નકલો મળી છે. તેને આધારેજ આ અરજ કીધી છે.

૧૨. હું ઉપર બીના જણાવી ચૂકી છું. તમે વિચારી લેશો કે મને અતિ શોચનીય દુઃખ થયું છે. જમાતના ધારા પ્રમાણે જ્યારે મારા ધણીને રજા મળી ત્યારે મારા પોષણ માટે જરૂરી ગોઠવણ કરાવી જોઈતી હતી. કેશોદ કૌંસિલને લખેલા તમારા ૧૫ મી એપ્રીલ ૧૯૧૫ ના પત્રમાં તમે આ ધારો માન્યો હતો. મારા ધણી ઉપર કૌંસિલે વખતોવખત હુકમ કર્યા છે પણ તેણે તે ગણકાર્યા નથી. તેણે મારા ધણીને રૂ. ૩૦૦૦) આપવાનો હુકમ કીધો છે. અને પુરી નકલો મળી નથી તેથી હું કહી નથી શકતી કે મારા ધણીએ પૈસા અનામત મુકયા છે કે નહિ. યાતો ગમે તેમ હોય પણ મારા ધણીને બીજી સ્ત્રી પરણવા રજા અપાય તે પહેલાં મારા ગુજરાન માટે યોગ્ય બંદોબસ્ત કરવો તે કૌંસિલની મોટી ફરજ હતી. મારે કહેવું પડે છે કે જ્યારે આ

ફરજ નથી બજાવાઇ ત્યારે તેનો બુબો કોંસિલને શિર છે. તે તો કબુલ થાય છે કે મારા ધણીએ કોંસિલ પાસે રૂ. ૩૫૦) અનામત મુકયા છે. છતાં મને તો તેમાંથી બધા મળીને રૂ. ૨૨૬) મળ્યા છે અને કંઇ કારણ સિવાયજ મારૂં મળતર બંધ થયું છે અને હું તથા મારાં બાળક ભુખથી મરણ શરણ છીએ.

૧૩. હાલમાં હું મારા બાપ સાથે રહું છું. તે ધંધા વગરનો છે. અને તેને સાત બચ્ચાં છે. તે પોતાની જીંદગીજ પરાણે કાઢે છે. ખરૂં કહું તો પોતાનું ને પોતાના છોકરાંનું પેટ ભરવા માટે તે ઉછીનું લાવે છે? આવા સંજોગોમાં મને તથા મારાં બાળકને ખવડાવે અને મને કાંઇ મદદ કરે તે તેને માટે તદન અશકય છે. યોગ્ય ખોરાકના અભાવે હું અને મારાં બાળક પરાણે હરીએ ફરીએ છીએ. અને અમે ખરૂં કહીએ તો મારા ધણીના જંગલીપણાથી અને ખરી રીતે મારૂં ગુજરાન મેળવવાની પોતાની ગંભીર ફરજ કોંસિલે ન બજાવી તેથી અમારી જીંદગાની ગુમાવીએ છીએ. હું કહેવા માગું છું કે કેસને કાયદાની નજરે ન જોતાં પણ મારૂં અને મારા બાળકનું પોષણ કરવું તે કોંસિલની એક નૈતિક ફરજ પણ છે. માનપૂર્વક હું વધારામાં જણાવું છું કે મને અને મારાં બાળકને પોષવાની જવાબદારી કોંસિલ ખસેડી શકેજ નહિ તેમણે ઠરાવ કર્યો છે અને તે પળાવોજ જોઈએ. તેમના ઠરાવવામાં કોંસિલના મેમ્બરોએ જણાવ્યું છે કે મારા અને મારાં બાળકના ગુજરાન માટે રૂ. ૩૦૦૦) અનામત મુકાવવા જોઈએ. મારા ધણીને બીજી સ્ત્રી પરણવા રજા અપાઈ તે પહેલાં તે રકમ લેવી જોઇતી હતી.

૧૪. જો મને અને મારાં બાળકને વાજબી ખર્ચ માટે રકમ કૌંસિલ તરત ચાલુ નહિ કરે તો ભૂખમાંથી મારે અને મારાં છોકરાંને બચવા માટે કોમનાં માણસો પાસે ભીખ માગવાની મને જરૂર પડશે. એવી હું આથી કૌંસિલને નોટિસ આપું છું, અને જો કૌંસિલ કોમના રીતિ રિવાજ એથી પોતાને માથે પડેલી અને પોતે સ્વીકારેલી પોતાની ગંભીર ફરજની બેદરકારી અને પોતાની ભૂલ માટે રસ્તો નહિ કરે તો પછી હું સ્વર્ગનો આશરો લઈશ કે જ્યાં માનુષિક બરદાસને બદલે શુદ્ધ ન્યાય મેળવી શકીશ.

૧૫. હું કૌંસિલનાં હૃદયને અપીલ કરીને પુછું છું કે શું તમે એક નિરાધાર અબળા અને તેનાં બે નિરાધાર બાળકોને ભુખે મરી જવા દેશો? મારૂં અને મારાં બચ્ચાંનું લોહી વેર લેવા માટે આકાશ લગી બુમ મારશે? માણસનો ન્યાય ભુલ ભર્યો હોય પણ પરમેશ્વરનો ન્યાય અચુક હોય છે. હું તદ્દન નિરાશ થઈ ગઈ છું! હે ખુદા! મને મદદ કર અને કૌંસિલના મેમ્બરોનાં હૃદયને ઉજાસ આપ?

આપની વિશ્વાસુ,

(સહી) સકીનાબાઈ.

(આગળ જુબાની ચાલુ.)

કોર્ટને

નં૦ ૪૮/. માં લખ્યા મુજબ જુસબઅલીએ રૂ. ૩૦૦૦) આપવા એવો ઠરાવ થયો હતો. કંઈ સમય મુકરર કરવામાં આવ્યો ન હતો. પણ પંદરેક દિવસમાં આપવાની આશા હતી. તેણે પૈસા આપ્યા નથી તેના કહેવાપરથી મને માલમ

પડે છે કે તેણે દાદ માગી છે. જુસબઅલી સામે શું પગલાં લેવાં તેનો કૌંસિલ વિચાર કરે છે. ૯૭ કૌંસિલે તેને ન્યાત બહાર કર્યો નથી.

તહોમતદારના ભાઈ મામદ ઈસ્માઈલને હું ઓળખું છું. તે જમાતમાં છે. માહીમમાં હસનપીરની દરગાહમાં અથવા મજગાંવ માઉન્ટ રોડપર હસનાબાદ જવામાંથી અટકાવવાનો ઠરાવ કૌંસિલે કીધો નથી. આ કામ માટે કોઈ ઈસ્માઇલીને રજા લેવી પડતી નથી. મામદ ઈસ્માઇલ વતી મને લખાયલો ૭મી જુન ૧૯૧૬નો કાગળ હું રજુ કરૂં છું. નં. ૩૯/- આ કાગળનો જવાબ અમે આપ્યો નથી. પ્રમુખને લખાયલો ૧૯મી જુન ૧૯૧૬ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૪૦/-

નં૦ ૩૯/-નો ઉતારો.

મુંબઇ, ૭મી જુન ૧૯૧૬.

રા૦ હાજી મુખી લાડક,

મુંબઈ ખોજા શિયા ઇમામી ઈસ્માઈલી કૌંસિલના ઑ૦
સેક્રેટરી, જોગ.

વ્હાલા સાહેબ,

અમારા અસીલ રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાના ભાઈ મામદ ઈસ્માઈલ તરફથી મળેલ સૂચના પ્રમાણે આપને આ પત્ર લખવા અમે રજા લઈએ છીએ.

ગઇ તા૦ ૨૯ માએ અમારા અસીલે મુખી મેઘજીભાઇ મુલજીને અને કામડીઆ ચલારખીઆભાઈ જીવરાજને

લખી જણાવ્યું હતું કે હું એક માનતા પુરી કરવા માટે માહીમમાં હસન પીરની દરગાહે અને હસનાબાદ જવા ઈરાદો રાખું છું; પણ તેને ખબર મળી કે મુખી કામડીઆના પાસ સિવાય તું માનતાએ જઈ શકીશ નહિ, તે ઉપરથી તેણે તેને લગતા કાયદા કાનુનો જાણવા માગયા. અને તે વિષયને લગતી ખબર લેખી રીતે માગી. તેણે વિશેષે જણાવ્યું હતું કે જો મને જરૂરી ખબર આઠ દિવસમાં નહિ મળશે તો હું કૌંસિલને અરજ કરીશ. અને તેણે સદર કાગળની નકલો ઈમામી કૌંસિલને અને તેના પ્રમુખને મોકલી આપી હતી. તેમને કાગળ વખતસર મળ્યો હતો છતાં અમારા અસીલને તેનો કાંઈ જવાબ મળ્યો નહિ.

ગઇ તા૦ ૩૧ મીએ અમારા અસીલે ઈમામી ઇસ્માઇલી કૌંસિલને એક કાગળ લખ્યો હતો અને તેમાં (ગય મે માસમાં મરેલ) તેના ભત્રિજા જુમા પુંજાની વહુના મરણની તેમજ તેને લગતી પોતાને ઘેર થનાર દફન ક્રિયાની ખબર કોમમાં આપવા માટે એક સાદ ફેરવનાર નીમવાની માગણી કરી હતી. આ પત્રમાં અમારા અસીલે કહ્યું હતુ કે જો સાદ ફેરવનાર નીમવામાં કાંઇ વાંધો હોય તો મને ને લેખીત આપો અમારો અસીલ જાતે આ કાગળ કૌંસિલની ઑફિસમાં લઈ ગયો પણ તે ન લેવાયો. તેથી તેણે તેનાપર એક તાજા કલંમ વધારી અને તેમાં સત્ય બીના જણાવી અને તે રજીસ્ટર્ડ કરવામાં મોકલી આપ્યો કે જે ન લેવાયો અને ડેડલેટર ઑફિસમાંથી નકારની છાપ સાથે તેને ગઈ કાલે પાછો મળ્યો. સદર કાગળની નકલ અમે આ સાથે મોકલીએ છીએ.

તેના ગઇ તા૦ ૨૯ મીના કાગળનો હજુ જવાબ ન મળ્યો અને તેનો ગઇ તા૦ ૩૧મીનો કાગળ ન લેવાયો તે બીનાથી અમારા અસીલને ઘણો શોક થાય છે. આમાં સંબંધ ધરાવતા લોકોની આવી ખરાબ રીતથી અમારા અસીલને ઘણું માનસિક દુખ ભોગવવું પડયું છે અને બીજી રીતે તેને ઘણું સંકટ અગવડ અને અહીડ વેઠવાં પડયાં છે.

આવા સંજોગોમાં અમને મળેલ સૂચનાઓ પ્રમાણે અમે આપને વિનવીએ છીએ કે કંઇ ઢીલ કર્યા વગરજ આ કાગળ ઇમામી ઈસ્માઇલી કૌંસિલ આગળ મુકજો અને અમારા અસીલના મજકુર બે ગઇ તા૦ ૨૯મી અને ૩૧મીના કાગળોની બીનાનો જવાબ અમને મોકલજો અને અમે આપને નોટિસ આપીએ છીએ કે જો સંતોષ ભર્યો જવાબ નહિ મળે તો ખોજા શિયા ઈમામી ઇસ્માઈલી કોમના માણસ તરીકેના પોતાના હક્કની સલામતી ખાતર તમારી અને જોડાએલ બધા પક્ષની ઉપર અમારો અસીલ તેને જે પગલાં લેવાની સલાહ મળશે તે લેશે અને ખર્ચ તથા પરિણામ માટે તમને અને તેમને જવાબદાર ગણશે.

આપના સાચા,

(સહી) એદલજી ગુલાબચંદ વાડિઆ ઍન્ડ કં/.

સોલીસિટરો, હાઇ કોર્ટ.

નં૦ ૪૦/ નો ઉતારો.

મુંબઈ ૧૪મી જુન ૧૯૧૬.

રા. હાજીઅહમદ દેવજી, જે. પી.,
મુંબઈ ખોજા શિયા ઈમામી ઈસ્માઈલી કૌંસિલના
પ્રમુખ સાહેબ, જોગ.

વ્હાલાં સાહેબ,

ગઈ તા૦ ૭મીએ અમારા અસીલ મી૦ મામદ ઈસ્માઈલ વતી તેની માહીમ હસનપીરની દરગાહે અને હસનાબાદ જવાની માનના સંબંધી અને તેના ભત્રિજાની વહુના મરણને લગતી દફન ક્રીયા સંબંધી મુંબઈ ખોજા શિયા ઇમામી ઈસ્માઈલી કૌંસિલના સેક્રેટરીને એક કાગળ અમોએ લખ્યો હતો અને કંઈ ઢીલ કર્યા સિવાય તે કાગળ કૌંસિલ આગળ રજુ કરવા અને તેના જવાબ આપવા કૃપા કરવા અમે તેને વિનંતિ કરી હતી; પણ અમે શોક જણાવીએ છીએ કે હજુ સુધી મજકુર પત્રનો અમને કાંઈ જવાબ મળ્યો નથી.

૭મી જુનના કૌંસિલના સેક્રેટરીને લખેલા કાગળની અને તેમાં જણાવેલ અમારા અસીલના ગયા તા૦ ૨૯મી અને ૩૧ મીના કાગળોની નકલો અમે આપની જાણ માટે મોકલીએ છીએ અને વિનંતિ કરીએ છીએ કે અમારા અસીલના મજકુર ગયા તા૦ ૨૯મી અને ૩૧ મીના કાગળોનો તરત જવાબ આપશો.

આપના સાચા,

(સહી) ઐદલજી ગુલાબચંદ વાડિઆ એન્ડ કં/-

(આગળ જુબાની ચાલુ.)

'છેલ્લા બે કાગળો કૌંસિલે વાંચ્યા અને ફાઇલે ચઢાવ્યા કૌંસિલની રજા સિવાય કોઇપણ ઈસ્માઇલી જુસના બાદમાં માનતા કરી શકે.

બી/રમાં મથાળાની લીટીમાં 'જુલમી ઈસ્માઇલી' શબ્દો સામે હું વાંધો જાહેર કરૂં છું. બીજી લીટીમાં 'નકામા' શબ્દ આખી ચોથી લીટી આખી છઠ્ઠી લીટી આખી દસમી લીટી આખી ૧૨મી અને ૧૩મી લીટીઓ. હું ચૌદમી અને સોળમી લીટીઓમાં પણ વાંધો લઉં છું. અઢારમી લીટીમાં પણ 'અરે તમે દોજકના ખાડા' સામે વાંધો લઉં છું. ત્રેવીસમી લીટીમાં 'હરકતવાળા રસ્તા' સામે વાંધો લઉં છું. હું પચીસમી અને છવીસમીથી એકત્રીસમી લીટી સુધી વાંધો લઉં છું. નીચે પ્રમાણેની છેલ્લી બે લીટીઓ સામે પણ મારો વાંધો છે. 'અમલદારો ગરિબ ખોજાનાં લગ્ન અને મરણ અટકાવીને પૈસા કઢાવવાનો આપણા હાજર ઇમામનો હુકમ હોય તો બહાર કાઢશો.' સાંજના ૩-૩૦ તા. ૨૦-૬-૧૭.

(સહી) ફ્રેક ઓલીવેરા.

## હાજી મુખી લાડકનો મી૦ બેપ્ટીસ્ટા તરફથી વધુ ઉલટ તપાસ.

બાઇ સકીનાબાઈનો હિસાબ હું રજુ કરૂં છું. હું ખાતાવહી તેમજ રોકડમેળ રજુ કરૂં છું. ૧૪મી જુનથી ૨૯મી જાન્યુઆરી ૧૯૧૭ સુધીમાં જુદી જુદી રકમો થઇને રૂ. ૩૫૦) અપાયા છે એમ આથી જણાય છે નાનબાઈ

અને વહુના બાપ વચ્ચેના સમાધાનનો કાગળ હું રજુ કરૂં છું. તે ૧લી ઑગસ્ટ ૧૯૧૬નો છે. નં૦ ૪૧/ સકીનાબાઇના ગુજરાનને લગતો ૧૯મી ડીસેમ્બર ૧૯૧૫નો કૌંસિલનો ઠરાવ હું રજુ કરૂં છું નં૦ ૪૨/ આ ઠરાવ પછી કેટલાક સમયે જુસબવલીએ લઇ લીધી.

૧લી ઑગસ્ટ ૧૯૧૫ના રહેમતઅલ્લાના અંકમાં આવેલી બીના કરતાં બી/૨ માં બે લીટીઓ વધારે છે અને બી/૨ માંની છેલ્લી બે લીટીઓ તે અંકમાં નથી. બાકી બધું એકજ છે 'રહેમતઅલ્લા'નો ૧ લી ઑગસ્ટ ૧૯૧૫નો અંક નં૦ ૪૩/.

નં૦ ૪૩/ નો ઉતારો.

## જુલમી અમલદારોને વિનંતી.

### ગઝલ.

અમલદારો અમારા ઓ! તમારા કાર્યને નિરખો;
તમો કેવા અમલદારો! નકામા શીદરે હરખો
અમારૂં શું ભલું કીધું? લઇકર પાછું શું દીધું?
સર્વસ્વ છીનવી લીધું! તમે તો છો જુલમગારો!!
સદરદાન પીરનો હેતું; કર્યો છીનભીન તમોએતો;
વિખેરી ન્યાતને નાખી!! ભયંકર ભક્ષકો તમે તો!!
વિદ્યા વિણન્યાતને રાખી! હજારો હાજતો નાંખી!!
તમારા મોટપણ માટે; શકયાના નાત સુખી સાંખી.
અરે ઇસ્માયલી કેરાં; તમે છો કેવા ઇન્સાફી!!
લટકવો કોમી બંધુને; બન્યા છો માંચડો ફાંસી!!

ગુરૂના જ્ઞાન અવલોકો; તમારા કાયદા સાથે;
પળ સૌ ઉભરી [illegible] !! [illegible] જે આંખને આવે.
ગુરૂનાં જ્ઞાન એવા છે; વિશુદ્ધ વેદાંત જેવા છે,
અભેદી માર્ગ દેવાને; ગુરૂએ જ્ઞાન બાંધ્યા છે.
તમે તો ભેદ રાખો છો ! અને સત્ય છુપાવો છો !!
વૃથા જન્મ ગુમાવો છો; દયા નહી કાંઈ લાવો છો.
કહો અપરાધ શું કીધા ? તમારા પુર્વ ભવ માંહે;
અમારાં મુડદા રખડાવો; ભલા થઇ માફી આપોને.
પરણુમાંને મરણુમાંગે; તમો તો આવો છો આડા;
હવે કંઇ છેડો અમ છોડો !! અરે ઓ દ્રોહ્મી ખાડા;
તમારાથી બને ના તો; અમોને કાર્ય કરવાદો;
અમારી ન્યાતને માટે; અમોને કાંઇ કરવાદો.
ગુરૂ સહદેવનો હેતુ; અમારે પાર કરવો છે;
ગુરૂના નાવમાં બેસી સમુદ્ર પાર તરવો છે.
અભેદી માર્ગ પ્રસરાવી; જીવનનો દીપ જગજગતો;
રૂડોધ્વજ કીર્તિ ઇસ્માયલી; અમારે કરવો ફડફડતો.
નથી ગુરૂ જ્ઞાનની રીતો, અમારે દુર કરવી તે.
ગુસી ગઇ ન્યાતમાં આજે; તજાવીને તે તજવી છે.
સુકીર્તિ "કેરોશાળા"ની; હતી ઈસ્માયલી કાજે;
કરી મેહનત અમારે તે ફરીથી આજ વરવી છે.
અમલદારો તમારી જે; કફોડી રીત સર્વે છે;
ઉખેડી દુર ફેકોશું; તમોને ઝળકતા કરશું.
તમોને તે નથી સુઝતી, તમારી મારી ગઇ બુદ્ધી.
પડયા છો દ્વેષ ખાડામાં; તમોને કંઇ નથી શુદ્ધિ.

"અમોતો હિંમ્મ કરનારી; અમારો સારો હિંડીસે"
નઠારૂં કાઢું કયાં સમજેને; રહ્યા ઝુમી પક્ષને વિષે.
ઘટે સંધાન કરવું જ્યાં; તમો જુદાઈ નાંખો ત્યાં;
વિષયના સ્વાર્થ સાથી છો; વિષયાનંદમાં અંધા.
અમારા કાર્ય થાવાને; તમારા કાયદા માંહે.
અમોને છુટ આપોને; તમારૂં પણ ભલું થાશે.
છતાં જો આડા પડશો તો; સમયને કંઈ નથી પરવા.
તમારા જુલ્મીધારાને; સમય બળવાન છે હરવા.
બનો નીમીત શુભકાજે; થવાનુ તે નહીં અટકે.
નહીં તો ચુપ થાશો રે; સમયના માત્ર એક ઝટકે.
ગગન ભેદીને ચમકે છે. વિદ્યુતનો દાખલો લેજો;
ચમકશે વિર ઇસ્માયલી; પછી કાંઈ દોષ ના દેજો.

"ઇસ્માયલી સીંહ."

( આગળ જુબાની ચાલુ. )

'રહેમત-અલ્લા' પત્ર બંધ કરાવવા કૌંસિલે પોલિસને અરજી કરી નહતી. બી/૧ અને બી/૨ પાટિઆના મુકવા સંબંધી કૌંસિલે પોલિસને ફરિયાદ કીધી નહતી. હું હબીબભાઈ લધાને ઓળખું છું. તે અતવારીઆ મંજીભાઈનો કામડીઓ છે. ૧૦મી એપ્રીલ ૧૯૧૭ના રોજ પાટિઆની નકલ લેવા કૌંસિલે હબિબભાઈને હુકમ કીધો ન હતો. વરસ દિવસની ખુશાલી જાહેર કરતો અટકાવવા માટે હબિબભાઈને તહોમતદારને ત્યાં કૌંસિલે મોકલ્યો નહતો. તહોમતદાર જમાતમાં ન હતો તેથી કૌંસિલ તેમ કરી શકેજ નહિ. પોલિસ [illegible] કરવા માટે કૌંસિલે કોઇને કહ્યું નહતું;

આં પ્રસંગે કામ લેવાનો વિચાર કરવા કૌંસિલ કદી મળીજ નહતી. કાજીઅંહમદ દેવજી કૌંસિલના પ્રમુખે આ રસ્તો સુઝાડ્યો નથી. આ કામનો ખર્ચ કોણ આપે છે તે હું જાણતો નથી. આ કામના ખર્ચ સંબંધી કાંઇ પણ વાત મારે અને પ્રમુખને થઇ નથી. તેની વંતણુંક તરફ જોતાં તહોમતદારને બાંધી લેવાય એમ મારી ઇચ્છા છે.

'દાણુવો'નો અર્થ હું દેવના સામે લડનાર અને તેના શત્રુઓ એવો હું સમજું છું. પીર સદરૂદીનના જ્ઞાનની ચોપડી મેં વાચી છે. આ મને બતાવાય છે તે તેજ છે. ૧૨ મે પાને હું ૭૨ મી ટુંક જોઉં છું.

(મી૦ બેપ્ટીસ્ટા કહે છે કે મારે આની જરૂર નથી). ૧૫ મે પાને હું ૯૨ મી ટુંક જોઉં છું. તરજુમાની છુટ નં૦ ૪૪/-.

નં૦ ૪૪/- નો ઉતારો.

પાનું. ૧૨/- પાઠ ૭૨/-.

આસાજી ચીણુબનગરી ફીટી જાએસે ચોસટ દૈતની જોડજી
કાલિંગો દાણુવ વાટજ લુંટશે રીખીઆના મન ફેરાવે

પાનું. ૧૫/- પાઠ ૯૨/-.

આસાજી કળજુગ માંહે જે ખોટા થાશે
તે દૈત દાણુવ કેરી જોડજી.

## મી૦ પેન તરફથી ફરી તપાસ.

જે રિવાજો અને કાયદાઓ કૌંસિલે બજાવવાના છે તે બધા (નં૦ ૧/-) ની નિયમની ચોપડીમાં આપ્યા નથી. નિયમોતો માત્ર તેમની સભાના કામને માટે આધાર રૂપ છે.

આગાખાન સાહેબને થએલી ફરિઆદને પરિણામે જાહેર પ્રધાને રાજીનામું આપ્યું નથી. તે માન સાથે ચાલ્યો ગયો છે. તેને 'અલીઝા' નો ઈલકાબ આપવામાં આવ્યો છે અને એક સોનાનું ઘડિઆળ ભેટ મળ્યું છે. 'અલીજા' નો ઈલકાબ આગાખાન સાહેબ તરફથી અપાયો છે. મુંબઇમાં માત્ર ૩ 'અલીજા' છે.

કૌંસિલે ઠરાવેલા અને એકઠા કરેલા દંડ ગરિબ અને અનાથના પોષણ અર્થે ખર્ચાય છે,

ઘણી ખરી રીતે કૌંસિલના મેમ્બરો અને જમાંતના માણસોને દંડમાંથી કાંઇ લાભ મળતો નથી. સીધી કે આડકતરી રીતે કૌંસિલના મેમ્બરને કાંઈ બદલો કે લાભ મળતો નથી.

તેની વિરૂદ્ધનો અરજદાર મુંબઇનો રહીશ હતો તેથી અમે જાધવજી થાવરનો કેસ હાથ લીધો. આ કામમાં ફરિઆદ હું રજુ કરૂં છું. તેની તારિખ ૩જી એપ્રીલ ૧૯૧૩ની છે નિશાની એફ/-. એફ/-. માં લખ્યા પ્રમાણે જાધવજી થાવર પરેલ રહે છે. ખરેખર તે કયાં રહે છે તે અમને માલમ નથી.

જો કોઈ પક્ષનું ઠામ ઠેકાણું મળે નહિ તો અરજી મુંબઈની કૌંસિલમાં થાય છે.

યોગ્ય દાદ મેળવવા માટે જે ગરિબ સ્ત્રીઓ મુંબઇ બહાર ન જઈ શકે તેમની વતીનું કામ પણ મુંબઈ કૌંસિલ કરે છે. ધણીધણીઆણી વચ્ચે તકરાર હોય અને વર

[illegible] મુંબઈ બહાર હોય તો લગન મુંબઈમાં થયું હોય અને એક પક્ષ (અરજદાર) મુંબઈમાં હોય તો કૌંસિલ કામ ચલાવે. ઝાંડનાં કુંડાં સંબંધે તહોમતદારની પહેલી ફરિયાદની તારિખ ૨૯મી સપ્ટેમ્બર ૧૯૧૧ છે. ૨૮મી માર્ચ ૧૯૧૨ ને રોજ તે કૌંસિલ આગળ આવી. રેસીડન્ટ મારફત તહોમતદારે કામડીઆનો સંબંધ મેળવ્યો. ઉતાવળીના કામ શિવાયનાં કામ વારા પ્રમાણે હાથપર લેવાય છે. હરેક વખતે બે કલાક એ પ્રમાણે અઠવાડિએ બે વખત કૌંસિલ મળે છે.

જે માણસને ન્યાતબહાર કર્યો હોય તે પરભાર્યો કૌંસિલને લખી શકે નહિ. જો તે કોઈ ઈસ્માઈલી મારફતે અરજ કરે તો તે લેવાય છે અને તેપર વિચાર ચાલે છે.

તહોમતદારના આપેલા ચાર આના કામડીઆએ ન લીધા તેનું કારણ એ હતું કે તે ભેટની સાથે પોતાનું નામ તહોમતદાર દેતો નહિ.

એવો એક નિયમ છે કે ભેટ કરનાર બધાંઓનાં નામ રખાય છે અને રજીસ્ટરમાં નોંધાય છે. તે ભેટ આગાખાન સાહેબ તરફ જાય છે. મરતા માણસપર પવિત્ર પાણી છાંટવામાં કૌંસિલને કાંઈ કરવાનું હોતું નથી. તેમ કરવાની ફરજ મુખી કામડીઆની છે. આગાખાન સાહેબના હુકમ પ્રમાણે તે વર્તે છે. આ ક્રિયા માટે મળેલ ફી આગાખાન સાહેબને ત્યાં જાય છે અને મુખી કામડીઆને જાતે કાંઈ મળતું નથી. બધા ઈસ્માઈલી આ જાણે છે. જમાત સામે

કરેલા અથવા કુરાનની પવિત્ર જળ છાંટવાથી માફ મળે છે.
સાંજે ૩-૩૦ તા૦ ૨૭-૬-૧૭.

(સહી) એફ. ઓ.

## મી૦ પેન તરફથી હાજીસુખી લાડકની ફરી વધુ તપાસ.

અમુક માણુસ ઇસ્માઇલી ખોજો છે કે નહિ તેની ખાત્રી કરવા માટે લગ્ન અને બીજા ધાર્મિક પ્રસંગે અમે પાસ માગીએ છીએ તા૦ ૪-૭-૧૭.

(સહી) એફ ઓ.

## ઇસ્માઇલ ઇબ્રાહીમ ઉકાની જુબાની.

હું ગ્લાસવેરનો વેપારી છું. અને મુંબઇમાં મારે કંઇ સ્થાવર મીલકત નથી. હું મુંબઇની કૌંસિલનો મેમ્બર છું. તહોમતદાર ચાર વર્ષ પર અમારી જમાતનો મેમ્બર હતો. તેને ન્યાતબહાર મુકયો છે. હું કૌંસિલનો મેમ્બર થયો તે પહેલાં તેને ન્યાત બહાર મુકયો હતો. મેં બી/૧ પાટિયું જોયું હતું તે નિશાનપાડા રોડ પર તહોમતદારના મકાનની બીંત પર ટાંગેલું હતું તે બધા આવતા જતા જોઇ શકે તેમ મુકેલું હતું મેં. પાટિઉં જોયું ત્યારે ત્યાં થઇને ઘણા લોકો જતા હતા. એક સમે મેં અમારી જમાતના ઘણાક માણુસોને જોયા. તે એપ્રીલમાં હતું, પણ તારીખ મને યાદ નથી. ત્યાં ઉભેલા ઘણા ઉશ્કેરાયલા હતા. તહોમતદાર પોતાની બારીમાં ઉભો હતો અને તેની અને રસ્તાપર ઉભેલાઓ વચ્ચે ગાળાગાળી ચાલી હતી. ટોળામાંના બે ચાર માણુસોને-

મેં બોલાવ્યા અને તોફાન ન કરવા મેં તેમને સૂચવ્યું.
તેમની વર્તણુંકપરથી મેં માન્યું કે તોફાન થશે. હું જે
ઘરમાં તહોમતદાર રહે છે ત્યાંજ રહું છું, પણ જુદા ખંડમાં
રહું છું. જે દિવસે પાટિઉં મુકાયું તેજ દિવસે બૅન્ડ વાગતું
હતું અને વગાડનારાઓની વચ્ચે ઉભો રહીને તહોમતદાર
નાચતો હતો. તહોમતદારના હાથમાં એક ગલાસ હતો. તહો
મતદારે જે કહ્યું તે હું સાંભળતો નહતો.

તહોમતદાર તરફથી કૌંસિલને પોસ્ટ કાર્ડ મળયાં. મેં
તે વાંચ્યાં ત્યારે મારી લાગણીઓ દુખાઈ હતી.

## મી૦ બૅપ્ટીસ્ટા તરફથી ઉલટ તપાસ.

મને પોસ્ટ કાર્ડ મળયાં તેમાં અમલદારોને 'લુટારા'
'દૈત્યો' 'હરણકંસ' વગેરે નામો અપાયાં હતાં. મને મળ્યાં
તે પોસ્ટ કાર્ડોનો હું નાશ કરતો કૌંસિલને જે લખાયાં હતાં
તે તેજ જાતનાં હતાં પાટિઉં મુકાયા અગાઉ ચાર પાંચ
દહાડાપર મને પોસ્ટ કાર્ડ મળ્યાં પાટિઆથી પણ મારી
લાગણીઓ દુખાઇ શાંતિભંગ કરવા મને ઈચ્છા થઇ નહિ
અને બીજાઓને પણ તેમ ન કરવા મેં સલાહ આપી. હું
એક ખંડના ત્રીજા માળપર રહું છું અને તહોમતદાર બીજાજ
ખંડના પહેલા માળપર રહે છે પાટિઉ તહોમતદારની બારી
નીચે મુકવામાં આવ્યું હતું તહોમતદારની બારીનો કંઈ ભાગ
ઢંકાયલો ન હતો.

દોસ્ત મહમદ પીરમહમદની મીલકતની હું વ્યવસ્થા કરૂં
છું તે પેટે હું પૈસા ઉપાડું છું પણ મારો કાંઇ પગાર નથી.

ઇસ્માઈલ ઈબ્રાહીમ ઍન્ડ બ્રધર્સ કે જે આવક વેરાના રૂ. ૭૦૦) ભરે છે તેમનો ધંધો હું ચલાવું છું. આ વ્યાપારમાં મારો નફો રૂપિએ આઠ આના છે ગયે વર્ષે અમે આ આવક વેરો આપ્યો હતો. ગયા વર્ષ પહેલાં આવક વેરા તરિકે અમે રૂ. ૩૦૦) આપતા. મેં તહોમતદારને નોટિસ આપી. આ મને બતાવાય છે તે તેજ છે. તેપર મારી સહી છે અને તારિખ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ની છે. નં૦ ૪૫/-. મેં દોસ્ત મહમદ પીરમહમદને પુછ્યા સિવાય નં૦ ૪૫/- મોકલી હતી કારણકે તેમાં તેને પુછવાની મારે કાંઈ જરૂર રહેતી નથી. તહોમતદારને ન્યાત બહાર કર્યો માટે મેં તેને નોટિસ આપી હતી તે વાત સાચી નથી ઘરમાંના બીજા ઇસ્માઇલી ખોજાઓએ તહોમતદારને લીધે ખાલી કરવાની ધમકી આપી તેથી મેં નોટિસ આપી હતી. તેમના તરફની કાંઇ લેખી ફરિઆદ મારી કને નથી. એક માનબાઈ અને એક જાફરે પણ ફરિઆદ કરેલી. માનબાઈ તહોમતદારને ઉપરને માળે રહે છે. જાફર તહોમતદારના પાછળના ભાગમાં રહે છે. માનબાઈ કે જાફરે કારણ આપ્યાં નહિ. નોટિસ પ્રમાણે તહોમતદારે ખાલી કર્યું નહિ. બીલ ઉઘરાવનારે તહોમતદાર પાસેથી ભાડું લીધું દોસ્તમહમદે તહોમતદારને રહેવા દેવા રજા આપી હોય તો મને તે ખબર નથી. પાટિઉં ઉડાવી લેવરાવવા માટે મેં તેને કહ્યું ન હતું તેમજ મારો ભૈયો કે સંદેશો મોકલ્યો ન હતો વાજું વગડાવ્યા અગાઉ ત્રણ ચાર દિવસે પાટિયું મુકયું હતું. એન્ડ સવારમાં નવ વાગતે અડધોક કલાક વાગ્યું. હું ત્યાં મારા ઘરમાં હતો. એન્ડના

ગયાં પછી હું નીચે ઉતર્યો. એક રસ્તાપર અને બીજું જ્યાં બેન્ડ વાગતું હતું તે ઓટાપર એમ બે ટોળાં હતાં. ભોંય-તળીઆના ઓટાનો આગલો ભાગ હું જોઈ શકું છું. ભોંય-તળીઆનો ઉપયોગ વખાર તરીકે થાય છે. ટોળામાં છોકરાં 'હુરે', 'હુરે' કરતાં હતાં. તેઓ બેન્ડથી ખુશી થતાં હતાં કે ઉશ્કેરાયાં હતાં તે હું કહી શકતો નથી.

બેન્ડ વાગ્યું તેના બીજા દિવસે પાટિઆનો તપાસ મેં નહોતો કર્યો. મારે તે બાજુ જવાનો પ્રસંગ ન હતો. મારે ઘેરથી હું પાટિઉં જોઇ શકતો. પાટિઆનો લેખ મેં વાંચ્યો: વાજું વાગ્યું તે દિવસે રાતના આઠ વાગે હું ઘેર પાછો આવ્યો.

મેં તહોમતદારના હાથમાં એક ગ્લાસ જોયો હતો પણ તેમાં શું હતું તેની ખબર નથી. તહોમતદાર પોતાની બારી આગળ ઉભો હતો ત્યારે મને આ ખબર છોકરાઓ તરફથી મળી. મેં તહોમતદારને તેમ કરતાં જોયો નહિ. તે ખોજાનાં છોકરાં હતાં પણ અમારા ઘરનાં રહીશ ન હતાં હું છોકરાંઓને ઓળખું પણ તેમનાં નામની ખબર નથી.

દોસ્ત મહમદ મારો મામો છે. હું તેની સાથે સારી રીતે રહું છું. દોસ્ત મહમદ સાથે હું ખાઉં પીઉં છું. તે અઘનાસરીઓજ છે. ન્યાતબહારવાળો તો તેથી પણ ખરાબ ગણાય.

( કેસનો ત્રીજો ભાગ છપાય છે. )

# તાળાં, કળો ખરીદનારને યાદી.

બહારના દેખાવથી તાળું મજબુત છે એમ કોઈથી પણ કહી શકાયજ નહી. તાળાની મજબુતાઇ અંદરના મશીન કામની ઉપર છે. દાખલા તરીકે એક તાળામાં કામ ચલાઉ મશીન ચાલુ કીધું હોય અને બીજા તાળામાં ચોકસ મજબુત ચાલુ કીધું હોય તો કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક થાય છે. તાળા ખરીદનારની સામે બેઉ તાળા મુકયા હોય તો ધરાક શું સમજી શકે કે આ તાળું મજબુત છે કે પેલું તાળું મજબુત છે, ઉપલા કારણથી બજારોમાં મજબુત તાળા કોઈ વેચી શકેજ નહી અમારી દુકાને આવશો તો તાળાનાં અંદરના મશીનના ખુલ્લેખુલ્લા કામની ધરાકને સમજણ આપવામાં આવશે.

# ત્રીજોરીઓ ખરીદનારને સૂચના.

ત્રીજોરીઓ ખરીદવાની આગાઉ અમારી દુકાને આવશો તો ત્રીજોરીનો ડબો ખોલીને અંદર કામ કેવું હોય તો મજબુત ત્રીજોરી થાય. તેની સમજણ ત્રીજોરીના કામને લગતી ધરાકને ખુલ્લેખુલ્લી આપવામાં આવશે. અમારી દુકાને આવ્યા પછી બહારથી. ત્રીજોરીઓ ખરીદ કરશો તો ઠગાશો નહી. કારણ કે બારથી ત્રીજોરીઓ જોવામાં એકજ સરખી તેમજ વજનમાં પણ એકજ સરખી અને કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક રહે છે.

વધુ ખુલાસા માટે ભાવનું કેટલોગ મંગાવો.